સરસ્વતી ગ્રન્થમાલા :: વર્ષ ૨, પુ૦ ૧૧ :: કુલ પુ૦ ૨૨

# લૂંટાતું હિંદ

## શહેરોમાં વસતા હિંદીઓને

ઉદ્યોગો મિલોવાળાં શહેરોમાં ધનના ઢગલા ખડકાય, ભીડવાળાં બજારોમાં ખરીદ અને વેચાણ ચાલે તથા સટ્ટા ખેલાય, ડક્કાઓ ઉપર માલ ચઢઊતર થાય, ગોરા સિપાહીઓ—આપણી શાંતિ અને વ્યવસ્થાના રક્ષકો—રણશિંગડાં વગાડતા ધુમાધુમ કરે; આસ્ફાલ્ટના રસ્તા, ધમધમ કરતી મોટરગાડીઓ અને ભુખભુખ કરતી રેલગાડીઓ! પણ આ બધું ૭ લાખ ગામડાંમાં વસતાં આપણાં ૯૦ ટકા ભાઈબહેનોને શા ખપનું! એ તો ગરીબાઈથી ઘેરાયેલાં છે, અને તેને પરિણામે નીપજતાં અજ્ઞાન, અશક્તિ તથા રોગથી તેમનાં જીવન ઝેર જેવાં થઈ ગયેલાં છે, જન્મના દિવસથી જ મોત આવીને તેમની સામે ઊભું રહે છે, દુઃખમાંથી છૂટવા માટે તેઓ એની પ્રતીક્ષા કરે છે અને દુઃખનો સહવાસ તો એટલો બધો થઈ ગયો છે કે એની પીડા જણાતી પણ નથી.

રેલવે લાઈન પાસે કાંઈક સુખ હશે, પણ એનાથી બે જ માઈલ દૂર વસતા દેવલાલી પાસેના એક ગ્રામવાસીએ કહ્યું: "ભાઈ, બે દિવસ થવા એક પૈસાનું બકરાનું લોહી અને ડુંગળીના એક કટકા સિવાય પેટમાં કશું ગયું નથી." ૩૦ કરોડ લોકોની આ દશા તરફ ધ્યાન નહિ આપતાં શું આપણે ધારાસભાની બેઠકો માટે લડતા રહીશું? આ લોકોને ખોરાક કેમ કરીને મળે એ નહિ વિચારીએ?

—કર્તા

પ્રસ્થાન કાર્યાલય :: અમદાવાદ

સરસ્વતી ગ્રન્થમાલા  વર્ષ ૨, પુ૦ ૧૧ ∴ કુલ પુ૦ ૨૨

# લૂંટાતું હિંદ

[ [illegible] ડી. ઘાસવાળા લિખિત ]

અનુવાદક

[illegible]ઠાલાલ જીવણલાલ ગાંધી

ગૂજરાત વિદ્યાપીઠ : અમદાવાદ

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

ત્રણ આના

સંચાલક અને પ્રકાશક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ



આવૃત્તિ પહેલી

પ્ર. આષાઢ, ૧૯૮૭

કિંમત

| વાર્ષિક ફાળે | છૂટક |
|---|---|
| ૦–૨–૦ | ૦–૩–૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ વધુ |

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા : વસંત મુદ્રણાલય : ઘીકાંટા : અમદાવાદ

## કેમ બચાય?

આપણો દેશ કેવી રીતે લૂંટાય છે તેનું પૃથક્કરણ ભાઈ ખ્વાસવાળાએ બરાબર કરી બતાવ્યું છે. અને આ લૂંટ તે કાંઈ આજકાલની છે? એ તો ઇસ્ટ ઇંડિયા કંપનીએ આ દેશ સાથે વેપાર કરવા પોતાની કોઠીઓ સ્થાપી ત્યારની છે. સ્વ. દાદાભાઈએ ૫૦ વરસ ઉપર આપણને એ બાબતમાં ચેતાવ્યા હતા. પણ આટઆટલા લૂંટાતા છતાં આપણે કેમ જીવીએ છીએ એ જ સવાલ છે. પણ કોણ કહે છે આપણે જીવીએ છીએ? આપણું ભારે જન્મપ્રમાણ અને આપણું ભારે મરણપ્રમાણ, આપણા દેશમાં રોગથી પીડાતા તથા ભૂખે મરતા માણસોનું પ્રમાણ એ બધી જીવનની નિશાનીઓ નથી. આજે આપણે કીડામંકોડાનું જીવન જીવીએ છીએ. આપણા સ્વરાજ વિના આપણે માણસ તરીકે નહિ જીવી શકીએ. પરંતુ આ પુસ્તિકા તો સૂચવે છે કે રાજદ્વારી સ્વરાજ પ્રાપ્ત કર્યા પછી પણ આપણે આર્થિક સ્વાતંત્ર્ય નહિ મેળવીએ ત્યાં સુધી દશા સુધરવાની નથી. આપણી રાજકીય સ્વાતંત્ર્યની પ્રવૃત્તિ સાથે સાથે જ આર્થિક

સ્વાતંત્ર્યની પ્રવૃત્તિ ચાલવી જોઈએ. પરદેશી ચીંથરાંનો મોહ આપણે હજી ક્યાં છોડ્યો છે? આપણા ખેડૂતો પોતાનાં છોકરાંને અને પોતાનાં ઢોરને ભૂખ્યાં મારીને શું કામ નિકાસ કરવા માટેનો માલ પકવે? નિરર્થક વધારે આયાત અને વધારે નિકાસ કરીને પરદેશી વેપારીઓ, પરદેશી બેન્કો અને પરદેશી નૌકા કંપનીઓને શું કામ લસલસતા શીરા જમાડે?

પરદેશી માલના ત્યાગની સાથે સ્વદેશી માલ તૈયાર કરવાની તજવીજ આપણે કરવી જ જોઈએ. અને તે મોટાં કારખાનાં સ્થાપીને આપણે ઝટ નહિ કરી શકીએ તથા આપણા દેશના કરોડો માણસોની ગરીબાઈ અને ફરજિયાત બેકારીના દુઃખનું નિવારણ થાય એવી રીતે નહિ કરી શકીએ એ ધ્યાનમાં રાખવાનું છે. આપણા ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગો આપણે સજીવન કરીએ તો જ ખેડૂત ટકે; તેની પાસે કાંઈક સાધન થાય તો જ તે પોતાની ખેતી સુધારી શકે. આ કરવા માટે આપણે આપણાં જીવન પલટવાં જોઈશે, આપણા સામાજિક આદર્શો નવેસરથી વિચારવા જોઈશે. અને આપણું આર્થિક તંત્ર પણ બદલવું જોઈશે. આ પુસ્તકનું વાચન પ્રજાને તેમ કરવા ઉત્તેજિત કરો.

નરહરિ દ્વારકાદાસ પરીખ

## આપણા વાલીઓ

હિંદનાં શહેરોમાં પહેલી નજરે જેટલું દેખાય તેટલા ઉપરથી જ ટીકાકારો હિંદની સામાન્ય સ્થિતિ વિષે પોતાના અભિપ્રાય બાંધે છે. આકાશમાં વિવિધ રંગ પૂરતા સુંદર સૂર્યોદયની શોભા આપણે જ્યારે નિહાળતા હોઈએ અથવા ખળખળ નાદ કરતી વહી જતી નદીના સૌન્દર્યનું પાન કરતા હોઈએ અથવા દૂર દૂર દેખાતાં હિમાચ્છાદિત શિખરો તરફ આપણી દૃષ્ટિ ચોંટી હોય ત્યારે મનોહર અને રંગબેરંગી પીછાંવાળાં નાનાં નાનાં પંખીઓ, અંધારા દરોમાં જીવન વ્યતીત કરતાં ઉરગો કે ઘાડાં જંગલમાંથી ધીમે ધીમે આવતી પવનની લહરીઓનું તો આપણને વિસ્મરણ થઈ જાય છે.

### ખરું હિંદુસ્તાન

"હિંદુસ્તાન નાનાં ગામડાં અને મુવાડાંનો પ્રદેશ છે. શહેરોની સંખ્યા થોડી છે અને મોટાં શહેરો તો આંગળીને વેઢે ગણાય એટલાં છે. હિંદુસ્તાનમાં પાંચ લાખ ગામડાં છે ને આમાંનાં ઘણાંખરાં તો માટીના કૂબાનાં નાનાં નાનાં ઝૂમખાં જ છે. આસપાસના વિસ્તીર્ણ સપાટ પ્રદેશના તથા વિશાળ પહાડી પ્રદેશના પ્રમાણમાં તો આ ગામડાંનું કદ નજીવું ગણાય. ૧૯૨૧ની વસ્તીગણતરી

પ્રમાણે હિંદની કુલ ૩૨ કરોડની વસ્તીમાંથી ૨ કરોડ ૧૦ લાખથી પણ ઓછી વસ્તી શહેરોમાં રહે છે અને તે પણ જ્યારે ૫૦૦૦ થી વધુ વસ્તીવાળાં ગામને શહેર ગણવામાં આવે ત્યારે. ૧ લાખ અને તેથી ઉપરની વસ્તીવાળાં શહેરો તો માત્ર ૩૫ જ છે...... રેલવે લાઈન અથવા મેટલના પાકા રસ્તા ઉપર તો બહુ જ થોડાં ગામડાં છે. ઘણાં ગામડાંમાં જવાને માટે તો ધૂળવાળા કાચા રસ્તા અથવા ખેતરોમાં થઈને જતી વાંકીચૂકી પગથીઓ જ છે. આ ધૂળવાળા રસ્તાની મુસાફરી મુશ્કેલ અને તેમાંય એક વરસાદ પછી ગાડાં વગેરેને માટે તો અશક્ય જ હોય છે. અને પગથીને રસ્તે તો કોઈ પણ દિવસે પૈડાંવાળાં વાહનો જઈ જ શકતાં નથી....હિંદની કુલ વસ્તીના ૯૦ ટકા ઉપરાંત લોકો ગામડાંમાં વસે છે! અને ૭૦ ટકા ઉપરાંત ખેતી ઉપર આધાર રાખે છે." 'ઇન્ડિયા ૧૯૨૭–૨૮' પા. ૯૦, ૯૧. 'ઇન્ડિયા' એ હિંદી સરકાર તરફથી પાર્લામેન્ટ માટે દર વર્ષે તૈયાર કરવામાં આવતું પુસ્તક છે.

## પ્રાચીન સમયનાં ગામડાં

"જૂના વખતમાં દરેક ગામડું પોતાને જોઈતું અન્ન પકવતું હતું, એટલું જ નહિ પણ તે ઉપરાંત જરૂરી કપડાં અને તે માટેના કાચા પદાર્થ, પોતાને જોઈતાં ખાંડ, રંગ, ખોરાક અને દિવાબત્તી માટે તેલ, ઘરના ઉપયોગ માટેનાં વાસણો, અને ખેતી માટેનાં ઓજારો કાં તો ખેડૂત જાતે જ બનાવી લેતો હતો અથવા આખા ગામનાં અંગ બની ગયેલા અને પોતાની મહેનત માટે ગામની ઉત્પન્નમાંથી ભાગ મેળવતા ગામના જ કારીગરો બનાવતા હતા. પોતે પકવેલાં અન્ન, અને જંગલની તથા ખેતીની બીજી ઊપજમાંથી જે કાંઈ વધે તે પાસેના ગામડામાં વેચીને સરકારી ભરણું ભરવા માટે

કે ધાતુનાં વાસણો ખરીદવા માટે કે મોજશોખ માટે પૈસા મેળવાતા."
('ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કમિશનનો હેવાલ' ૧૯૧૬–૧૮ પાન ૨)

## પ્રાચીન બંદરો અને તે મારફત થતી નિકાસ

"બંદરો આજના કરતાં ઘણાં નાનાં હતાં, પણ તેની સંખ્યા કાંઈ ઓછી ન હતી. તેમનો વેપાર તો તેજાના જેવી દુષ્પ્રાપ્ય અને પુષ્કળ કીમતી ચીજો, જેમાં તેમનો પૂરેપુરો અથવા મોટા ભાગનો ઇજારો હતો તેનો જ ચાલતો હતો." "નિકાસમાં તો કીમતી ધાતુઓ, કલામય બનાવટો અને કેટલીક દુર્લભ દવાઓ અને રંગ એ જ મોટે ભાગે હતાં." આ વસ્તુઓ દુર્લભ અને કીમતી હોવાને કારણે ઘણે દૂરથી લાવી પરદેશના વેપારનાં મથકોએ મોકલવાનું ખર્ચ પરવડતું હતું.

('ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કમિશનનો હેવાલ' પા. ૬)

## સ્વાવલંબી વિભાગો

ગામડાંના લોકોને નવરાશનો વખત પુષ્કળ રહેતો અને ખાસ કરીને ચોમાસા પછી તો ખરો જ. આ સમયમાં પોતાના સાદા જીવનની બધી જરૂરિયાતની વસ્તુઓ ખેડૂત પોતે બનાવી લેતો. ખેડૂત નવરાશના વખતમાં પોતાનું સૂતર કાંતતો–આજે તે પ્રમાણે નથી થતું. પોતાનું કાપડ પણ તે જાતે જ વણતો. ગામડાંનો ચોકીદાર ચંપલો સુધારવાનું કામ પણ કરતો. લુહાર હળની કોશો ઘસી આપતો તથા કોદાળી અને પાવડા બનાવતો. અને એક ગામથી બીજે ગામ ફરનાર વૈદ ગામડાંના લોકોને દેશી દવાઓ આપતો–જોકે તે વખતે રોગો ઓછા હતા. ગામેગામ ફરતા ભાટચારણો પ્રાચીન કાળની કથાઓ કહેતા અને ધર્મનિષ્ઠ સંન્યાસીઓ પ્રાચીન

ધર્મનું રહસ્ય ઘેર ઘેર પહોંચાડતા. ગામડાંની પંચાયતો, સમાજની બદલાતી રહેણીકરણીના આધારે નક્કી થતી રૂઢિઓ મુજબ ગામના ઝઘડાના ઝપાટાબંધ નિકાલ લાવતી. ગામની સેવા કરનારને આ બદલામાં અનાજ મળતું. ગામડાંમાં પેદા થતો પાક ઓછો કે વત્તો જે હોય તે ખેડૂતો અને ઉપર જણાવેલા આશ્રિતોમાં વહેંચાતો. ગામને કોઈ જાતની બહારની મદદની જરૂર નહોતી રહેતી અને મળતી સેવાઓના બદલામાં રોકડ નાણું પણ આપવાનું નહોતું.

## સમયના ચકડોળમાં થયેલા ફેરફારો

જૂના વખતમાં દુકાળ પડે તો દુકાળગ્રસ્ત વિભાગના લોકો જ્યાં દુકાળ ન હોય તેવા ભાગમાં વેચાય એવી વસ્તુઓ બનાવી પોતાની બેકારી મટાડતા. આમ હોવાથી દુકાળમાં લોકો ભૂખે મરતા નહિ. ખેડૂતને એક વર્ષ માટે જરૂર હોય તેના કરતાં વધારે ધાન્ય પાકતું. આથી બીજે વર્ષે પાક નિષ્ફળ જાય તોયે આ વધારામાંથી તેમનું ગુજરાન ચાલી રહેતું. પણ અત્યારે તો અફીણના અમલમાં ભાન ભૂલેલો અફીણિયો અફીણના નશામાં મરણ સમીપ લઈ જતા સુખનાં સ્વપ્ન સેવીને પોતાના અને પોતાના કુટુંબના જીવનની જરૂરિયાતો વેડફી નાખે છે, તેવી રીતે પરદેશથી આવતા માલના મોહમાં અહીંના ભોળા અણસમજુ લોકો પોતાની બચત વાપરી નાખે છે. પહેલાંના કરતાં દુકાળ પણ વારંવાર પડે છે. તેમાંથી ઊગરવા માટે અતિશય ખરચાળ નહેરકામ ઊભું કરવામાં આવ્યું છે. વળી ઘણા ખર્ચે ચલાવાતી રેલવે પોતાની પાસે પાઈ પણ નથી એવાં કેટલાંક હાડપિંજરો સારુ મોંઘો ખોરાક લાવી આપે છે. જેમની પાસે ઢોર જ માત્ર એક દોલત છે અને જેઓ તેમને પોતાનાં છોકરાં પેઠે ચાહે છે તેમની નજર સમક્ષ તેમનાં ઢોર રિબાઈ રિબાઈને લાખોની સંખ્યામાં મરતાં જાય છે.

## ‘ આંજી નાખનાર નિરુપયોગી વસ્તુઓ ’

‘૧૯૧૬-૧૮નું ઇન્ડસ્ટ્રિયલ કમિશન’ પોતાના હેવાલના પા. ૬ ઉપર આયાત વિષે લખે છેઃ “લોખંડ, પિત્તળ અને તાંબાનાં વાસણો તથા ઓજારો અત્યારે ગામડાંમાં સામાન્ય રીતે વપરાય છે, અને તેની કિંમત બધા લોકોને પોસાય એવી હોય છે. ગામડાંના ફેરિયા મારફતે સામાન્ય ઉપયોગની નાની ચીજો તથા મોહમાં નાખનારી હજારો વસ્તુઓ પરદેશથી દાખલ થઈ ગઈ છે. દરેક જાતનાં દેશી અને પરદેશી પીણાં તથા પેટન્ટ દવાઓ ઢગલાબંધ વેચાય છે. સીવવાના સંચા જ્યાં ત્યાં નજરે પડે છે, અને સાઈકલોનું વેચાણ વધતું જ જાય છે.”

## આમાં ચળકાટ છે પણ તેનાથી જીવન ચુસાઈ જાય છે

ગામડાંમાં સારી સ્થિતિવાળા થોડા લોકો સીવવાના સંચા અને બાયસિકલો ખરીદે છે. ગામડાંના ગરીબ લોકો ધાતુનાં વાસણો ખરીદવા અનાજ વેચી દે છે. હિંદમાંથી પરદેશ નિકાસ થતા પોતાને ખાસ જરૂરી એવા અનાજના આંકડા નીચે આપ્યા છેઃ

| વર્ષ | કરોડ રૂપિયામાં |
|---|---|
| ૧૯૧૮-૧૯ | ૪૦ |
| ૧૯૧૯-૨૦ | ૧૬ |
| ૧૯૨૦-૨૧ | ૨૬ |
| ૧૯૨૧-૨૨ | ૩૦ |
| ૧૯૨૨-૨૩ | ૪૩ |
| ૧૯૨૩-૨૪ | ૫૩ |
| ૧૯૨૪-૨૫ | ૬૬ |
| ૧૯૨૫-૨૬ | ૪૯ |

(‘ઇન્ડિયા ઇન ૧૯૨૬-૨૭’ પા. ૨૦૦)

## ગ્રામનિવાસીની રોજની આવક

ગામડાંમાં કારીગરોને મજૂરીના બદલામાં અનાજ આપવામાં આવે છે અને તેમની દશા શેર લાવે ને શેર ખાય એવી હોય છે.

રોજનું ખાવાનું એ જ એમની આવક હોય છે. જી. એફ. શિરાઝ જેઓ એક વખતે હિંદી સરકારના આંકડા વિભાગના નિયામક હતા, તેમના 'ધિ સાયન્સ ઑફ પબ્લિક ફિનૅન્સ' માં જણાવ્યા મુજબ હિંદમાં ૧૯૨૧-૨૨ માં થયેલા ઉત્પન્નના આંકડા નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| અનાજ | રૂ. ૧૧૦૨.૮૩ કરોડનું |
| ખાંડ | રૂ. ૬૭.૪૧ કરોડની |
| શાક અને ફળફળાદિ | રૂ. ૯૬.૮૭ કરોડનાં |
| મગફળી | રૂ. ૨૬.૭૬ કરોડની |

આ ઉપરાંત હિંદમાં મસાલા, તેજાના, ચા, તમાકુ, રૂ, પાટ, તેલીબીયાં, રબર, ઊન અને ચામડાંની નીપજ થાય છે. ગરીબ ગ્રામવાસીઓ માટે તેજાના તો નામના જ રહે છે. તે તમાકુ ચાવે છે, રબર અને ચામડાં તો ચાવી શકે નહિ. ખાંડ તો રોજ અર્ધા પૈસાની જ વપરાય છે અને તેમાંય ખેડૂત તો તેનો ઉપયોગ લગ્નના પ્રસંગો, કે જેના ઠાઠમાઠ દોષશોધક આંકડાશાસ્ત્રીઓની નજરે ચઢયા છે, તે વખતે જ કરે છે. તેને ભાગે તો વર્ષે એક રૂપિયાની જ મગફળી આવે છે, અને અત્યારે તો તેની નીપજ વધેલી હોવા છતાં બધી જ મગફળી પરદેશની મિલો માટે જાય છે; જ્યારે તેના ભૂખ્યા પેટ રૂપી મિલને કશી ચીકટ મળતી નથી. એનો લૂખો રોટલો ગળે ઉતારવા એ રોજ અર્ધા પૈસાનું શાક અને ફળ (?) વાપરે છે. એક હિંદવાસીને રોજ કેટલું અન્ન મળે છે?—

$$\frac{\text{૧૯૨૧-૨૨માં અન્નની નીપજ}}{\text{બ્રિટિશ હિંદની કુલ વસ્તી}}$$

$$= \frac{\text{રૂ. ૧૧૦૨.૮૩-૪૩ (નિકાસ) કરોડ.}}{\text{૨૪.૭૦ કરોડ}}$$

$$= \text{વાર્ષિક રૂ. ૪૩} = \text{રોજના ૨ આના.}$$

૧૯૨૧માં પુષ્કળ વરસાદ થયો હતો એટલે ૧૯૨૧–૨૨નું વર્ષ તો ઘણું સારું હતું. એની પહેલાંના વર્ષે રૂ. ૮૯૯ કરોડનું અનાજ ઉત્પન્ન થયું હતું અને રૂ. ૩૦ કરોડનું પરદેશ ચઢયું હતું. આ ઉપરથી ગણતરી કરીએ તો માણુસ દીઠ રોજ ૧ આનો ૪ પાઈનું અન્ન આવે. છેલ્લાં બે વર્ષની સરેરાશ માણુસ દીઠ રોજના ૭ પૈસા કરતાં પણુ ઓછી આવે છે. છેલ્લાં ૨૦ વર્ષથી અનાજના ભાવ પુષ્કળ વધતા ગયા છે. ૧૯૦૪માં કિંમતની સૂચકસંખ્યા* ૧૦૪ હતી તે વધીને ૧૯૦૯માં ૧૯૯ થઇ હતી. ૧૯૦૪ના ભાવો પ્રમાણે જેટલું અનાજ માત્ર ૩½ પૈસામાં મળે એટલા જ અનાજની કિંમત ૧૯૨૧–૨૨માં ૭ પૈસા પડતી.

## આપણા કરોડાધિપતિઓ

બ્રિટિશ હિંદની ૨૪ કરોડ ૭૦ લાખ પ્રજામાંથી ૨૧ કરોડ ૪૫ લાખ તો ખેતી પર જ નભનાર હતા. બાકીના ૩ કરોડ ૨૫ લાખની સ્થિતિ નીચે પ્રમાણે હતીઃ

| જન સંખ્યા ( લાખમાં ) | | માણુસ દીઠ વાર્ષિક કમાણી |
|---|---|---|
| ૧૫૭ | ઉદ્યોગ | રૂ. ૨૪૦ |
| ૨ | ખાણો | રૂ. ૧૮૦ |
| ૨૦ | માલ લઈ જવા લાવનારાઓ | રૂ. ૩૦૦ |
| ૮૦ | વેપાર | રૂ. ૫૦૦ |
| ૧૦ | સરકારી નોકરી | રૂ. ૧૫૦ |
| ૧૦ | લશ્કર | રૂ. ૧૫૦ |
| ૨૧ | વકીલો, દાક્તરો તથા શિક્ષકો | રૂ. ૫૦૦ |
| ૨૫ | ખાનગી નોકરી | રૂ. ૨૦૦ |
| ૩,૨૫ | | |

'શિરાઝનું 'સાયન્સ ઓફ પબ્લિક ફિનૅન્સ' પા. ૧૪૪'

* દુકાળ, લડાઈ, રોગ કે બીજી ઉથલપાથલ ન થઈ હોય અને દેશમાં સામાન્ય પરિસ્થિતિ રહી હોય તેના એક વર્ષને મૂળ ગણી તે વખતની સઘળી પરિસ્થિતિઓને ૧૦૦નું પ્રમાણ આપી તેની સાથે સરખાવતાં પછીનાં વર્ષોમાં થયેલા ફેરફારનું પ્રમાણ દર્શાવતી સંખ્યા.

આ આંકડા જોતાં જણાશે કે વેપારધંધામાં પડેલા માણસની રોજની આવક એક રૂપિયો છ આના છે; જ્યારે ઉદ્યોગ, ખાણો વગેરેમાં કામ કરનારની આવક રોજના દશ આના છે. યુરોપના આવા વર્ગના લોકોની આવક સાથે સરખાવતાં આ પ્રમાણ નજીવું છે, જો કે હિંદનાં ગામડાંમાં ભૂખે મરતા ગરીબો સાથે સરખાવીએ તો તેમને રોજના ૭½ પૈસા કરતાં વધારે કિંમતનું ખાવાનું મળે છે.

## રોમ ભડભડ બળે છે ત્યારે નીરો નાચગાન કરે છે

ઇંગ્લંડની વસાહતો ઇંગ્લંડમાં તૈયાર થતો માલ વાપરતી. આવા માલની ઘરાકી ઇંગ્લંડે પોતાને ત્યાં જેટલી પેદાશ થતી તેના કરતાં પણ વધારી દીધી. જરૂરિયાત જેમ નવી શોધખોળની જનની છે, તેમ નવી માગમાંથી પણ નવી શોધખોળો થઈ. આ શોધખોળો અને યંત્રોના ઉપયોગને લીધે ઇંગ્લંડ વધારે સંપત્તિ પ્રાપ્ત કરતું ગયું, જ્યારે હિંદ તો વધારે ને વધારે ગરીબ બનતું ગયું; કારણ કે તેના હુન્નરઉદ્યોગોને આથી ધોકો લાગ્યો. મહેનત બચાવવાની યુક્તિઓ ખોળાઈ, વ્યક્તિઓના સાહસને ઠેકાણે કંપનીઓ સ્થપાઈ અને જકાત મારફતે રક્ષણ આપવાના ઉપાય વગેરેનો અમલ થયો. આપણાં શહેરોમાં સ્થપાયેલી બેંકો, વહાણવટાની કંપનીઓ અને પરદેશી દલાલો, એ બધા હિંદની લૂંટના મદદગારો છે. ઉપરની બાબતોનું અનુકરણ કરીને કેટલાક હિંદીઓ યુરોપની મહેનત બચાવવાની યુક્તિઓવાળાં યંત્રોવાળી મિલો અને કારખાનાં સ્થાપી અહીં થતી આયાતને થોડા પ્રમાણમાં અટકાવી શકે છે, પણ તે કાંઈ ગામડાંના બધા જૂના કારીગરોને રોજી નહિ આપી શકે. ખેતીના ઉદ્યોગમાં વધારે પડતા માણસો છે જ, તેમાં વળી આ વર્ગમાંથી ઘણાએ પડીને ભીડ વધારી છે. ગામડાંના લોકો પોતાના નવરાશના વખતમાં અને ખાસ કરીને ચોમાસા પછી પોતાને માટે

અને પોતાના પાડોશીઓને માટે જરૂરી માલ બનાવી વખતનો સદુપયોગ કરતા હતા તેને ઠેકાણે હાલ કાંઈ થઈ શકતું નથી. દુકાળ પડે ત્યારે સરકાર મહેરબાનીની રાહે જે દુકાળખાતાં ખોલે છે તેમાં કામ કરી જે કાંઈ મળે તેથી લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. ગામડાંના જે લોકો સમજુ છે તે તો આ બધી વસ્તુસ્થિતિ સમજી શકે છે. ગામડાંના લોકોને પોતાની જાતે જે વસ્તુઓ બનાવવાનો હક્ક હોવો જોઈએ એ વસ્તુઓ બનાવનાર અથવા પરદેશથી મંગાવનાર મુંબઈ આખુંયે સળગી જાય તોપણ મને કાંઈ દુ:ખ નથી થવાનું એવું સરદાર વલ્લભભાઈએ થોડા જ વખત પહેલાં નહોતું કહ્યું ?

## આયાતની સાચી વિગતો

ગામડાંના કેટલાક લોકો શહેરમાં આવે છે અને અનિચ્છાએ મિલોમાં કામ કરે છે. એમનું કામ જોઈએ તેવું ન હોય એ સ્વાભાવિક છે. એમનું ચિત્ત તેમનાં નાનાં ગામડાંમાં જ હોય છે અને વરસાદનું સૂચન કરનારાં નૈઋત્ય તરફનાં વાદળાં દેખાય કે પહેલી તકે તે પોતાને વતન જતા રહે છે. તેમની હાથસાળોનું રૂપાંતર વધારે માલ ઉત્પન્ન કરનારી પણ સંખ્યામાં થોડી એવી મિલોમાં થયેલું હોવાને લીધે જ તેમને શહેરમાં આવવું પડે છે. આ મિલોમાં રોજી વધારે મળે છે પણ બહુ જ થોડા લોકોને. મિલોના કાપડ ઉપરાંત ખૂટતું કાપડ મૅન્ચેસ્ટરથી આવે છે. વળી સાઈકલો, સીવવાના સંચા અને આંજી નાખનારી પણ ખાસ જરૂરની નહિ એવી અસંખ્ય વસ્તુઓ ગામડામાં બહારથી આવે છે. ગામડાં એવાં અપંગ થઈ ગયાં છે કે પાવડા, કોદાળી, ખીલા, રફ અને દોરડાં પણ બહારથી આવે છે. પરદેશથી આવતી મોટરો, સિગારેટ, ટિનના ડબામાં આવતી ખોરાકની વસ્તુઓ, યંત્રો,

રેલવેનો સામાન વગેરેનો આડકતરો બોજો ગામડાં ઉપર જ પડે છે: છતાં એ સગવડોનું સુખ ભોગવવાની તેમનામાં શક્તિ નથી અને તેઓ ભોગવતાં પણ નથી. સંસ્કૃતિને નામે જરૂરિયાતો અને મોજ-શોખ વધારી દઈ, યુરોપમાં કુદરતી પરિસ્થિતિ પ્રતિકૂળ હોવા છતાં, ત્યાંના લોકો પૈસાદાર થયા છે; જ્યારે અન્ન પરદેશ ચઢાવીને આ ગરીબ દેશ પોતાની નસો કાપી નાખી જીવનનું લોહી વહેવરાવી દે છે અને પોતાનું શરીર નબળું કરી નાખે છે.

## વેરા કે જળો ?

આપણો પડછાયો રાતદિવસ આપણી પાછળ આવ્યા જ કરે છે, તે જ રીતે કરનો બોજો ગામડાંના લોકોની જાણ સિવાય પણ તેમના ઉપર પડતો જ રહે છે. હિંદની સરકાર દર વર્ષે જમીન મહેસૂલ મારફત ૩૫ કરોડ રૂપિયા ઉઘરાવે છે. હિંદની ખેતીની પેદાશના ૬૦ ટકા અનાજની પેદાશ છે. કુલ વસ્તીના ૯૦ ટકા ગામડાંમાં રહે છે એ હિસાબે કુલ જમીનમહેસૂલના ૫૫ ટકા એટલે કે ૧૯ કરોડ રૂપિયા ગામડાના લોકો પોતાના થોડાઘણા અનાજમાંથી ભરે છે. છાજથી છાયેલાં નાનાં ઝૂંપડાંમાં વસતા ચાર પાંચ બાળકના પિતા ઉપર વર્ષે રૂા. ૫ નો બોજો આડકતરી રીતે પડે છે. નાકે દમ આવે તોપણ મીઠાનો વેરો તો તેણે ભરવો જ જોઈએ. એના ઝાંખા દીવામાં વપરાતા ઘાસતેલ ઉપર પણ જકાત ભરાયેલી હોય છે. એના ખુલ્લા શરીરને ઢાંકવાના એક માત્ર સાધન 'ધોતી' ઉપર પણ તેને આજ સુધી અન્યાયી મનાયેલી મૅન્ચેસ્ટરના લાભ માટેની એકસાઈઝ ડયુટી ભરવી પડતી અને તે પરદેશી હોય તો નાકાજકાત આપવી પડતી. આંખને આંજી નાખનારી કેટલીયે વસ્તુઓ માટે તેને આવા બોજા ઉઠાવવાના હોય છે. પાસેના જંગલમાંથી એનો લૂખો સૂકો રોટલો શેકવા માટે

સૂકું લાકડું લઈ આવે તો તે માટે તેને વેરો ભરવો પડે. 'કાયદો અને વ્યવસ્થા' માટે તેણે જ પૈસા આપવાના. ગરીબાઈનું બહાનું સ્વીકારવું એ આળસને ઉત્તેજન આપવા બરાબર છે, જો કે આજના જમાનામાં માણસની સફળતા કે નિષ્ફળતાનો આધાર પોતાની નૈસર્ગિક શક્તિઓ ઉપર ન હોતાં, મૂડી, લાગવગ અને સમાજ-વ્યવસ્થા તથા રાજ્યબંધારણ ઉપર છે.

## કાયદો અને વ્યવસ્થા

રણમાં સૂર્યાસ્ત સમયે પડછાયો આછો પણ દૂર સુધી લંબાય છે, તેમ આ સરકારનું નબળું અને દૂરથી મળતું રક્ષણ ગામડાંમાં પહોંચે છે. ગરીબ લોકોને લૂંટાવાનો ભો શો હોય? નાનાં નાનાં ગામડાંની વચ્ચે આવેલા એકાદ મોટા ગામમાં, રણમાંના ઓલવણ (હરિયાળી જગા) જેવો નાયક એક બે પોલિસ સાથે રહે છે. લોકો તેના તરફ જેટલો સ્નેહ બતાવે છે એટલા જ તેનાથી ડરે છે અને તેની ખુશામત પણ કરે છે. સરકારના અસ્તિત્વનો અને ગામડાની પ્રગતિ માટેના તેના પ્રયત્નનો તે જ એક માત્ર પુરાવો હોય છે. રાજ્યની સલામતીને બહાને આજની જેમ હથિયારબંધી કરવામાં નહોતી આવી, ત્યારે લોકો આજે ગામમાં આવી ચઢેલા વાઘનો સામનો જેટલી સહેલાઈથી કરે છે એટલી જ સહેલાઈથી ચોર લુટારાનો સામનો તેઓ લાઠી વડે કરતા. તેમનો અને તેમનાં ઢોરનો દિવસ અને રાત પીછો પકડનાર જંગલ ખાતાનો 'રાવણધાટ' (રાઉન્ડગાર્ડ) જ તેમનો એક માત્ર શત્રુ છે, તેનાથી તેઓ ત્રાસે છે. ભવિષ્યની પ્રજા માટે અથવા ભવિષ્યના લશ્કર માટે થનારી રૂ. ૪૪ કરોડની આવક સારુ ઈશ્વરદત્ત જંગલોને 'રિઝર્વ' કરવામાં આવ્યાં છે તેના હેતુની અભણ લોકોને સમજ પડતી નથી. ખેતી ઉપર આધાર રાખનાર આ ૭૦ ટકાનો વિચાર બાજુએ મૂકો. કદાચ તેમની

ગરીબાઈનો ઉપાય નહિ હોય, અને તેમને પૂર્વજન્મનાં કર્મ નડતાં હશે અથવા કોઈનો શાપ નડતો હશે. દરરોજ સવારમાં ભીખ માગતા બ્રાહ્મણનાં કાંસીજોડાં મારફત તેના અભણ મન ઉપર અસર કરતા 'શાસ્ત્ર'ની ફિલસૂફી મુજબ 'કર્મ' અથવા નસીબ તેને નડતું હશે.

## પણ શહેરના લોકો સુખી છે ?

૧૯૧૯-૨૦ માં બ્રિટિશ હિંદમાં માત્ર ૪૦ લાખ ૪ હજાર માણસો જ આવકવેરો ભરતા હતા. એટલે કે વાર્ષિક રૂ. ૨ હજાર અથવા એથી વધારે આવકવાળા એટલા હતા. આ પ્રમાણ કુલ વસ્તીના ૦.૧૨ ટકા છે. યુનાઇટેડ કિંગ્ડમની કુલ પોણા પાંચ કરોડની વસ્તીમાંથી ૯૯ લાખ લોકો એટલે ૨૧ ટકા સંખ્યા આવકવેરો ભરે છે. આનો અર્થ એ કે, આટલા લોકોની વાર્ષિક આવક પાઉન્ડ ૧૬૦ અથવા એથી વધારે છે. ( જી. એફ. શિરાઝના 'ધિ સાયન્સ ઓફ પબ્લિક ફિનેન્સ'ના પા. ૨૮૩ ઉપર આપેલાં કોષ્ટકો જુઓ.)

## ધનાઢ્ય જમીનદારોનો કેમ વિચાર કરતા નથી ?

આ બધા જમીન 'મહેસૂલ' આપે છે. જમીનમહેસૂલ અને જમીનભાડા વચ્ચે તફાવત છે. રાજ્યના ખર્ચને માટે સરકાર મહેસૂલ' અથવા 'કર' માગે છે અને આ કારણે આ માગણીની રકમ રાજ્યની જરૂરિયાતના પ્રમાણમાં હોય છે. બીજી બાજુ જમીન સાથે રાખવા પડાપડી કરતા લોકો વચ્ચે ચાલતી હરીફાઈનો લાભ લઈ જેટલું વધારે મેળવી શકાય એટલું વધારે ભાડું મેળવવા જમીનદાર પોતાને હકદાર માને છે. હિંદની સરકારના મનમાંથી પણ પોતે જમીનની માલિક છે, એ ખ્યાલ ખસતો નથી. જમીનના ધારણ કરનારાઓમાં ૫૦ ટકા ટૂંકી જમીનના માલિક એવા ખેડૂતો છે.

૩૦ ટકાની માલિકી હંગામી ગણાય, કારણ કે અમુક વર્ષોને અંતરે તેમના ભરણાના આંકડામાં ફેરફાર કરવામાં આવે છે. ૨૦ ટકા કાયમી માલિકો છે. આ કાયમી માલિકો પાસેથી જેટલી રકમ મહેસૂલ તરીકે મળવી જોઈએ તે કરતાં રૂ. ૬ કરોડ ઓછા મળે છે. કાયમી જમાબંદીવાળામાંના ઘણાખરા તો સરકારના ખાસ ખેરખાહ છે; કારણ કે સરકારની દૂરંદેશીને અભાવે જ તેમનાં કાયમી માલિકી અને દોલત ટકી રહ્યાં છે. ડૉ. માનના 'લાઈફ એન્ડ લેબર ઈન એ ડેક્કન વિલેજ' નામના પુસ્તકમાં જણાવ્યા મુજબ "ગામમાં રૂ. ૧ થી ૫ જમીનમહેસૂલ ભરનારની સંખ્યા ઘણી મોટી હોય છે અને ખાતેદાર દીઠ સરેરાશ જમીનનું પ્રમાણ ૧ થી ૨ એકર જેટલું છે." પ્રો. કાલે 'ઇન્ડિયન ઈકોનોમિક્સ'ના પા. ૫૧૧ ઉપર કહે છે: "રૈયતવારી વિભાગમાં ઘણા ખેડૂતો ખોટમાં ખેતી કરતા હોય છે અને ખેડૂતને બીજું કામ કરીને પોતાની ખેતીની નજીવી આવકમાં પૂર્તિ કરવી પડે છે." આ જ પુસ્તકના પા. ૪૫૯ ઉપર કહ્યું છે: "જો હિંદી સરકારને જમીનદાર ન ગણીએ તો જમીનમહેસૂલ એ ભાડું નથી અને એટલું સ્વીકારાય તો આ ૫૦ થી ૬૦ ટકાનો જમીનવેરો ખેડૂતને ચગદી નાખનારો બોજો ગણાવો જોઈએ."

## આખા હિંદનો વિચાર કરો

ખેતીની તેમજ બીજી બધી આવકોની ગણતરી કરતાં હિંદની માથા દીઠ વાર્ષિક આવક ૧૯૧૧માં રૂ. ૪૦ હતી અને ૧૯૨૨માં રૂ. ૧૧૬ એટલે ૪૫ ટકા વધેલી હતી. વસ્તુઓના ભાવની સૂચક સંખ્યા જો ૧૮૭૩ની ૧૦૦ મૂકીએ તો ૧૯૧૧માં તે ૧૩૬ અને ૧૯૧૮માં ૧૯૯ હતી. આ રીતે ૧૯૧૧ અને ૧૯૧૮ દરમિયાન ૪૬ ટકાનો વધારો થયો હતો. (જુઓ, જી. એફ. શિરાઝનું 'ઇંડિન્યન ફિનેન્સ એન્ડ બેંન્કિંગ'ના પા. ૫૬ અને ૧૪૧ તથા

કોષ્ટક ૪૪૭). 'ઇન્ડિયા ૧૯૨૭-૨૮'ના કર્તાએ પા. ૯૭ ઉપર જણાવ્યું છે: "મદ્રાસ અને મુંબઈ ઇલાકામાં માથા દીઠ વાર્ષિક આવક શહેરોમાં રૂ. ૧૦૦ અને ગામડાંમાં રૂ. ૭૫ નક્કી કરી છે. આમાં રૂ. ૭૫નો આંકડો ઘણો વધારે દેખાય છે; કારણ કે એવા રૂ. ૨૫ના વધારા માટે ગામડાંના લોકો ગિરદીવાળાં અને ખર્ચાળ શહેરોમાં ન જાય.

## ત્યારે રોલ્સ રોઇસ કોણ ફેરવે છે?

હિંદુસ્તાનમાં ધન બધું, નિકાસ કરનાર અને આયાત કરનારા તથા તેમના સહાયકો-શરાફો, વહાણવટું કરનારા અને પોતાના દેશમાં માત્ર ૧$\frac{1}{4}$ ટકો નફો રાખી બહાર ૯૮$\frac{3}{4}$ ટકા પરદેશ મોકલી આપનારા દલાલો, કાયમ જમાબંદીવાળા જમીનદારો, નાણાં ધીરનારા અને સટ્ટા ખેલનારા, બુદ્ધિની લાયકાત સિવાયના કારણે ઘણી વાર નિમાતા મોટા સરકારી અમલદારો, ઘણી વખત પોતાની સટ્ટાખોરી ઢાંકવા માટે મિલોનું ઓઠું લેનારા મિલ એજંટો અથવા પહેલેથી જમીનના માલિકો થઈ બેઠેલા એવા જાગીરદારોના હાથમાં છે.

## અનાજ પરદેશ ચઢાવવું એ ગુનો છે

જ્યારે હિંદમાં રોજ માથા દીઠ ૩$\frac{1}{4}$ પૈસાનું અન્ન વપરાય છે, ત્યારે તેની નિકાસ કરવી એ ગુનો ગણાય. જૂના વખતમાં હિંદ ખોરાકના પદાર્થો પરદેશ મોકલતું ન હતું. દરેક દેશે પરદેશથી આયાત થયેલા માલની કિંમતમાં પોતાને ત્યાં થયેલી ઉત્પન્નમાંથી વ્યય કરતાં જે બચ્યું હોય તે જ આપવું જોઈએ. હિંદમાં અન્નની બચત રહે છે?

## દરિયામાર્ગનો વેપાર અને તેનું હિંદની તરફેણમાં નમતું પાસું

જો હિંદુસ્તાન પોતાના હુન્નરઉદ્યોગો ખીલવે તો તે લગભગ સંપૂર્ણ સ્વાવલંબી બની શકે એમ છે. આપણા દેશનાં જ કારખાનાંમાં

આપણા કાચા પદાર્થો વપરાય. કોઈ પણ દેશ પરદેશનાં બજારો ઉપર આધાર રાખતો થાય કે તરત જ તે હૂંડિયામણ અને સટ્ટાનો ગુલામ થાય છે. દર વર્ષે ઇંગ્લંડના વેપારનું ત્રાજવું ઊંચું જતું જાય છે, છતાં તે પૈસાદાર છે. આનું કારણ શું? તે હિંદુસ્તાન અને બીજા દેશોમાંથી સોનું ચાંદી તેમ જ વધારાનો માલ મંગાવે છે તેનો બદલો તે પોતાની બેંકો મારફત, વહાણવટાની કંપનીઓ મારફત તેમ જ બીજી રીતે કામ કરી વાળી લે છે. હિંદ પોતાને માટે આટલું ક્યારે કરી શકશે? બીજાને માટે કરવાની વાત બાજુએ રાખીએ. હિંદમાં દરિયામાર્ગે બીજા દેશોમાંથી આવતી તેમજ બહાર જતી વસ્તુઓનો આપણે વિચાર કરીએ ('ઇંડિયા ૧૯૨૬–૨૭'માં આપેલી આકૃતિઓ જુઓ). ૧૯૨૫માં હિંદે રૂા. ૯૮ કરોડનું ગુણપાટ અને રૂ. ૨૭ કરોડની ચા પરદેશ મોકલી હતી. આ રકમ કુલ નિકાસના ૩૮.૮ ટકા થાય છે અને તેનો વેપાર અને નફો બ્રિટિશોના જ હાથમાં છે. આપણે રૂ. ૧૦૫ કરોડનું રૂ પરદેશ ચઢાવ્યું હતું, પણ તે મારફતે મળેલા નફાનો ૨/૩ ભાગ તો આપણે રૂ. ૬૮ કરોડનું કાપડ અને સૂતર મંગાવી ખોઈ બેઠા. જો આપણે પહેલાંના વખતની જેમ આપણી જરૂરિયાતનું બધું કાપડ અહીં બનાવીએ તો બહાર જતું ઘણું રૂ અહીં જ રહેશે અને વધારામાં લાખો હિંદીઓને ધંધો મળશે તથા વહાણવાળા, બેંકોવાળા અને વીમા કંપનીઓને આપવા પડતા કરોડો રૂપિયા બચી જશે. રૂ. ૪૯ કરોડની અનાજની અને રૂા. ૭ કરોડની ચામડાંની નિકાસ થાય છે તે કરવા લાયક નથી જ. ચામડાંની નિકાસને લીધે કેટલાંએ નિર્દોષ ઢોરની વણમોતે કતલ થઈ જાય છે. શરૂઆતમાં સરકારની મદદ મેળવીને પણ જો લોકો તેલનાં કારખાનાં ઊભાં કરે તો રૂ. ૨૯ કરોડનાં તેલીબીઆં પરદેશ ચઢાવવાની જરૂર નહિ રહે. આપણે રૂ. ૭ કરોડની ધાતુ પરદેશ મોકલીએ છીએ એના બદલામાં જરાક વધારે મહેનત ઉઠાવાય તો

અહીં તૈયાર કરી શકાય એવું રૂ. ૧૭ કરોડનું લોખંડ અને પોલાદ, રૂ. ૧૫ કરોડનું સાંચાકામ અને રૂ. ૬ કરોડનો રેલવેનો સામાન લાવીએ છીએ તે ન લાવવાં પડે. આ દશા છે ત્યારે દરિયામાર્ગે થતો વેપાર શી રીતે લાભકર્તા કહી શકાય ? જો આપણી સરકાર જકાતની દિવાલો ઊભી કરીને તેમ જ બીજા દેશોમાં થતા પુષ્કળ પાકને લીધે કે તેમની યુક્તિપ્રયુક્તિઓને લીધે ઊભાં થતાં સંકટોમાંથી ઊગરી જવા માટે આપણાં નાણાં દેશને મેળવવાની સગવડ નહિ કરી આપે તો જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં અમેરિકામાં ઉત્પન્ન થતું રૂ અહીંના રૂને દબાવી દેશે, અને સંભવ છે કે કેનેડા પોતાનો લોભ પોષવા માટે પોતાને ત્યાં ઉત્પન્ન થતા વધારાના માલ વડે મૂંગા હિંદનાં બજાર બેધડક ભરી દેશે.

## હિંદની એકતા

ભિન્ન ભિન્ન જાતિઓ અને ભાષાઓથી ઊભરાતું હિંદ, સર્વ-સામાન્ય રાજતંત્ર, રેલવેએ પાથરેલી જાળ અને અંગ્રેજી ભાષાના પ્રચારને લીધે એક થતું જાય છે !

અકબર અને શાહજહાનના વખતમાં હિંદ લગભગ એક છત્ર નીચે આવ્યું હતું. મરાઠાઓ પણ તેમ કરી શક્યા હોત. જો અંગ્રેજો આ દેશમાં ન આવ્યા હોત તો હિંદની આજે કેવી સ્થિતિ હોત તે આપણે વિચારવું જોઈએ. તેના વિસ્તૃત કિનારે આવતા ભિન્ન ભિન્ન દેશના વેપારીઓ, આધુનિક જમાનાનાં ત્વરિત ગતિવાળાં વ્યવહારનાં સાધનો, અહીંના વેપારીઓનું પરદેશગમન અને વેપાર તથા આબાદી, એ બધાને લીધે હિંદમાં એકતા સ્થાપાયા સિવાય ન રહેત. આજે પણ યુરોપ કે જેની સાથે આ દેશની સાચી સરખામણી થવી જોઇએ, એ ઘણા નાના વિભાગમાં વહેંચાઈ ગએલો છે. હિંદના માનસમાં કશોયે રોગ નથી. મોગલોએ

પોતાના ભૌતિક ઠાઠમાઠથી આ દેશની ધ્યાનમગ્ન આધ્યાત્મિકતાને કાંઈક મોળી પાડી હતી, તેમની ભાષા આપણી ભાષાનું અંગ બની ગઈ હતી.

દુષ્કાળપીડિત પ્રદેશમાં નહેરો બાંધવી એ રેલવે નાખવા કરતાં વધારે નહિ તોપણ એના જેટલું જ મહત્ત્વનું હોવા છતાં રેલવેને જ પ્રાધાન્ય અપાયું. આ રેલવે છેક ૧૯૦૦ સુધી તો ખોટનો જ વેપાર હતી. એટલે ટીકાકારને સહેજે શંકા થાય કે રેલવે બાંધવામાં મુખ્ય હેતુ, વાજબી રીતે કે ગેરવાજબી રીતે, અંગ્રેજ મૂડી અને કારીગરોને કામ આપવાનો હતો. આ રેલવે તો શું પણ પાકા રસ્તા પણ બહુ જ થોડાં ગામડાં સુધી પહોંચ્યા છે.

સર્વ જ્ઞાન સંપાદન કરવાના સાધન તરીકે અંગ્રેજી ભાષાનો સ્વીકાર કરવામાં પણ ગેરલાભો રહેલા છે. હિંદની ભાષાઓ સંસ્કૃતમાંથી ઊતરી આવેલી હોવાને કારણે કોઈ પણ હિંદી તે સહેલાઈથી શીખી શકે. દેશી ભાષા મારફતે વિષય જલદી અને સહેલાઈથી તેમ જ વિગતો સાથે સમજાય છે. વળી તેનાં વ્યાખ્યાન તથા વિવરણ સંપૂર્ણ અને તેજસ્વી કરી શકાય છે. આપણાં બાળકો પરદેશી ભાષાઓ શીખવામાં જિંદગીનાં ઉત્તમ વર્ષો ગાળે છે અને વિજ્ઞાન, ગણિત જેવા વિષયોમાં જેમની માતૃભાષા અંગ્રેજી છે એવાં છોકરાંઓની સરખામણીમાં તે ખોટી રીતે ઓછાં હોશિયાર દેખાય છે. જો આપણને હિંદી કે ઊર્દુને કેળવણીનું વાહન કરવાની સત્તા હોત તો કેટલાએ પરદેશી ગ્રંથોના અનુવાદ થઈ ગયા હોત. પરદેશી ભાષા શીખવા માટે સમય, સાધન કે વૃત્તિના અભાવવાળાં લાખો માણસોને સ્વભાષામાં જ્ઞાન મળ્યું હોત તો તે અન્ય વિષયોમાં નિષ્ણાત થઈ ગયાં હોત. આજે તો આવાં કેટલાંએ ફૂલોની સુગંધ ઉજજડ રણમાં વેડફાઈ જાય છે.

બ્રિટિશ રાજ્યને લીધે કેટલા લાભ થયા છે? અહીંની સરકારનું દિલ મોટે ભાગે તો વિલાયતમાં જ હોય છે. તેની સ્થિતિ 'ઘરનો નહિ અને ઘાટનો યે નહિ' એવા કૂતરાના જેવી જ છે. એક ખડકની ફાટમાં ઊગેલા પણ પોષણ આપનારી માટીને અભાવે ફળ્યા કે ફાલ્યા વિનાના ઝાડના ઠૂંઠાને જેટલો રસ મળે એટલી સહાનુભૂતિ તેના તરફથી આપણને મળે છે. હિંદ જેવા મોટા ખંડને આગળ વધવાનો વેગ આપવા માટે વધુ મોટા બળની જરૂર છે.

## યુદ્ધના અંધકારમાં

વીજળીના ચમકારાને લીધે એક વાર સ્પષ્ટ દર્શન થયું, પણ એ ક્ષણિક હતું. ૧૯૧૬–૧૮નું ઇંડસ્ટ્રિયલ કમિશન પોતાના હેવાલના ૭૫મા પાને દુઃખ સાથે સ્વીકારે છે: "સુતરાઉ અને રેશમી કાપડ તથા સૂતર બનાવવાના અને બીજા જે માલની નિકાસ તેની મારફતે થતી હતી તે ઉદ્યોગોને વ્યવસ્થિત કરી તેમ જ નાણાં-વિષયક મદદ કરી તેમને ઉત્તેજન આપવાનો પ્રયત્ન ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ કરેલો. પણ ઈંગ્લંડમાં જેમના હિતસંબંધ ઉપર અસર થતી હતી તે બધા તરફથી કંપનીની આ નીતિનો વિરોધ થયો; અને એક વખત તો આ નીતિનો અમલ બંધ કરવાનું અને તેને બદલે ઈંગ્લંડમાં તૈયાર માલ બનાવવા માટે જરૂરી કાચા પદાર્થોની નિકાસ કરવા કંપનીએ પોતાની સર્વ શક્તિ વાપરવી એવું દબાણ કરવામાં આવેલું." આ અહેવાલમાં એમ પણ જણાવ્યું છે કે, જ્યારે હિંદમાં કંપનીને બદલે ઈંગ્લંડના તાજનું રાજ્ય થયું, ત્યારે કંપનીની મૂળ નીતિ છોડી દેવાઈ હતી. જો કે કેટલાક દીર્ઘદષ્ટિવાળા અમલદારોએ તેને સજીવન કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ 'વેપારઉદ્યોગની બાબતમાં સરકાર વચ્ચે ન પડે,'

એ સૂત્રનો ઇંગ્લંડ અને હિંદમાં સામાન્ય રીતે સ્વીકાર થવાથી ઉદ્યોગોને ટકાવી રાખવાના પ્રયત્નો નહિ જેવા થવા લાગ્યા અને ઔદ્યોગિક વિકાસ માટે માત્ર બેજ સાધનો અમલમાં રહ્યાં: એક, ઉદ્યોગધંધાને લગતા શિક્ષણ માટે તદ્દન અધૂરી સગવડ; અને બીજું, વેપારવિષયક માહિતીનો પ્રચાર. 'ઇન્ડિયા ઇન ૧૯૨૩–૨૪'માં પા. ૧૩૧ ઉપર લખ્યું છે કે: "ઇંડસ્ટ્રિયલ કમિશનના અહેવાલ પછી હિંદની સરકારે હિંદના ઉદ્યોગોના વિકાસ માટે કેટલાક પ્રયત્નો કર્યા, પણ વ્હાઇટ હોલના સત્તાધારીઓએ તેના ઉપર ભીની ચાદર ઓઢાડી દીધી."

## કદી અમલમાં ન મુકાયેલી ભલામણો

ઇંડસ્ટ્રિયલ કમિશનના અહેવાલમાં ૨૮૦ અને ત્યાર પછીનાં પાનાં ઉપર એવી ભલામણ કરવામાં આવી છે કે, સરકારે સુધરેલી પદ્ધતિઓના પ્રયોગો વડે સાંચાકામનો ઉપયોગ બતાવી, નવી રચના અને નવી ઢબની બનાવટ સમજાવી ગૃહઉદ્યોગને મદદ કરવી જોઈએ. વળી તેણે મહેનત બચાવવાની યુક્તિઓ બતાવનારાં કારખાનાં ખોલવાં જોઈએ અને નિષ્ણાતો મારફતે કોઈ પણ ઉદ્યોગના ભવિષ્યની તપાસ કરાવી તે ઉદ્યોગ સ્થાપવામાં અથવા તેના ચાલુ ખર્ચમાં સીધી રીતે કે ખેતીની બેંકો મારફતે નાણાંની મદદ આપવી જોઈએ. તેના તરફથી સસ્તી વીજળી અથવા બીજી શક્તિની ગોઠવણ થવી જોઈએ, તેમજ હપ્તાની ગોઠવણથી યંત્રો, એન્જિનો, પંપ વગેરે અપાવાં જોઈએ.

શું બીજા દેશની સરકારોએ આવા ઉપાયોનો અમલ કર્યો નથી કે અત્યારે અમલ કરતી નથી? હિંદની પ્રગતિથી ઇંગ્લંડના હિતને કાંઈ નુકસાન થવાનું નથી. બન્નેનાં હિત એકસાથે સાધી શકાય એમ છે, પણ તેમ કરવા માટે તો સારા પ્રયત્નનું પરિણામ

સારું જ આવે એવી શ્રદ્ધા હોવી જોઈએ અને તેનો નીચું ઘાલીને અમલ થવો જોઈએ. નિઃસ્વાર્થ પ્રેમની ભૂમિમાં જ શુભ વિચારો અને મહાન કાર્યો પાંગરે છે. પણ નિઃસ્વાર્થતાને અભાવે આપણા વાલીઓ આવી લાચારીની ભાષા બોલે છે: "હિંદનાં ગામડાંમાં ભયંકર ગરીબાઈ ચારે કોર પ્રસરેલી છે. એ ગરીબાઈમાં સબડતા લોકો મહા મુશ્કેલીથી જીવન ટકાવી રહ્યા છે. ખેતીનું કામ કરનાર લોકોની સામાન્ય દશા એવી છે કે, તેમની પાસે બિલકુલ જમીન નથી અને મજૂરીના બદલામાં રિવાજથી નક્કી થયેલું શેર બશેરનું ભાથું મળે, એ તેમની આવક છે. મુખ્ય વાત તો એ છે કે, હિંદનાં અસંખ્ય ગામડાં સહજસાધ્ય રોગોનાં ઘર થઈ પડેલાં છે અને આ રોગોથી ભયંકર આર્થિક હાનિ પહોંચે છે." ('ઇંડિયા ઇન ૧૯૨૭–૨૮,' પા. ૯૭ અને ૯૮) વાત તો સાચી છે. પ્રત્યક્ષ દર્શન આવા દુઃખના ઉદ્ગાર કઢાવે છે, પણ સ્વદેશ પ્રત્યેની મમતાની અતિશયતા વિશ્વપ્રેમના પ્રેરક બળને દાબી નાખે છે!

## નાચવું નહિ ત્યારે આંગણું વાંકું

'ઇન્ડિયા ઇન ૧૯૨૩–૨૪'ના પા. ૧૯૩-૯૫ ઉપર તેના કર્તા આ સરકાર હિંદના જનસમૂહની ઉન્નતિ કેમ નથી સાધી શકી તેનાં કારણો આપે છે:

"લોકોની કર ભરવાની શક્તિ જ્યાં મર્યાદિત હોય, વધુ સંપત્તિના ઉત્પાદન માટે દેશમાં વ્યવસ્થા ન હોય, લોકોમાં પૂર્વ-પરંપરા અને વહેમો પહેલાંની જેમ જ ઘર ઘાલી બેઠાં હોય ત્યારે સરકાર શું કરી શકે? હિંદમાં અંગ્રેજો આવ્યા ત્યારે સમાજ પરંપરાગત એવી જ્ઞાતિવ્યવસ્થાના પાયા પર રચાયલો હતો કે તેમાં વ્યક્તિસ્વાતંત્ર્યને ઝાઝો અવકાશ નહોતો. ધર્મને જ વરેલા હિંદનું માનસ, મોટું જન્મપ્રમાણ અને વારતહેવારે થતાં ખર્ચો પ્રગતિમાં

આડખીલી રૂપ હતાં. બ્રિટિશ રાજ્યતંત્રમાં ઔદ્યોગિક સાહસો માટે પુષ્કળ અવકાશ આપવામાં આવ્યો હતો. પણ આખા સમાજનું દષ્ટિબિંદુ ફેરવવું એ તો વ્યવહારના ક્ષેત્રની બહાર હતું."

## મુખમેં રામ ઔર બગલમેં છૂરી

સરકારને પુષ્કળ પ્રયત્ન કરવા છતાં કામમાં મુશ્કેલીઓ આવી હોત તો તો આવી લાચારીની દલીલો કોઈ સ્વીકારત. 'ઔદ્યોગિક સાહસોને અવકાશ આપ્યો' એ વાતનો ઇંડસ્ટ્રિયલ કમિશનના અહેવાલમાં સ્પષ્ટ ઇન્કાર માલમ પડે છે. જો હિંદનું માનસ ધર્મગ્રસ્ત ન હોત તો ગરીબાઈમાં સબડવાની તેણે ક્યારનીયે ના પાડી હોત. દેશમાં જ બનતા કાપડ ઉપર જકાત હતી તે આપણે જાણીએ છીએ. બ્રિટિશ બેંકો અને નૌકા કંપનીઓએ હિંદની એવી જ કંપનીઓ તરફ કેવું વલણ રાખ્યું છે તેનો આપણને અનુભવ છે. મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા પછી આપણા તરફના તેમના વર્તનમાં થયેલા પરિવર્તનની શ્રેષ્ઠ સાબીતી તરીકે અપાયેલી નાણાં-વિષયક સ્વતંત્રતા કેવી નામની છે તેનું પોકળ હવે ખુલ્લું થઈ ગયું છે. સરકારની ઉદાસીન વૃત્તિને કારણે જાપાનનો પગપેસારો થયો અને તે સામે સુતરાઉ કાપડની મિલોને મોડું મોડું રક્ષણ અપાયું ત્યારે સાથે સાથે સામ્રાજ્ય પક્ષપાતનો સિદ્ધાંત ઘુસાડી દેવા કેટલો જબરો પ્રયત્ન થયો? જ્યારે જાપાને હિંદના સાદા કાપડને બદલે મેન્ચેસ્ટરના ફેન્સી અને ધોળા કાપડ સામે હાથ ઊંચો કર્યો ત્યારે જ રક્ષણ અપાયું છે. લોખંડ અને પોલાદનાં કારખાનાંને આપવામાં આવેલું રક્ષણ કેટલું ધીમું અને નબળું હતું? બ્રહ્મદેશની તેલનાં કારખાનાંની માગણી કેવી ઉતાવળથી ટેરિફ બોર્ડને સોંપાઈ હતી?—જો કે ટેરિફ બોર્ડે તેને ઘાતકી લૂંટારાઓની માગણી તરીકે કાઢી નાખી. કર ભરવાની શક્તિ નથી

એવી દલીલ કરનારી સરકારે સામ્રાજ્યના હિત માટે લશ્કર રાખવાનો પ્રશ્ન ઊભો થયો, ત્યારે એક ક્ષણ પૂરતો પણ હિંદની ગરીબાઈનો વિચાર કર્યો ન હતો.

## લશ્કર અને તેનું ગૂંગળાવનારું ખર્ચ

"કર ભરવાની શક્તિ ન હોવા છતાં" દેશમાંથી નીચે પ્રમાણે લશ્કરી ખર્ચ વસૂલ થયું હતું:

(કરોડ રૂપિયામાં)

| | | | |
|---|---|---|---|
| ૧૮૬૧–૬૨ | ૧૭ | ૧૯૧૮–૧૯ | ૭૦.૨ |
| ૧૮૯૧–૯૨ | ૨૩.૫ | ૧૯૧૯–૨૦ | ૯૧ |
| ૧૯૧૧–૧૨ | ૩૧.૩ | ૧૯૨૦–૨૧ | ૮૮ |
| ૧૯૧૬–૧૭ | ૩૯.૮ | ૧૯૨૧–૨૨ | ૭૭.૮ |
| ૧૯૧૭–૧૮ | ૪૬ | | |

કેળવણી પાછળ સરકારે નીચે પ્રમાણે ખર્ચ કર્યું:

| | | | |
|---|---|---|---|
| ૧૮૬૧–૬૨ | ૦.૩૪ | ૧૯૧૮–૧૯ | ૫.૯૬ |
| ૧૮૯૧–૯૨ | ૧.૪૨ | ૧૯૨૧–૨૨ | ૯ |
| ૧૯૧૧–૧૨ | ૩.૦૩ | | |

૧૯૨૧–૨૨માં સરકારે પોલિસ ખાતે રૂ ૧૨.૮૪ કરોડ ખર્ચ્યા.

( જી. એફ. શિરાઝના 'ધિ સાયન્સ ઓફ પબ્લિક ફિનેન્સ'ના પા. ૬૧૬ ઉપર આપેલા આંકડા. )

હિંદના પૈસા જે રીતે ખર્ચાય છે તેનું માપ ટકામાં નીચે આપ્યું છે:

| | | | |
|---|---|---|---|
| લશ્કરી નોકરી | ૨૭% | કેળવણી | ૫% |
| રેલવે | ૧૩% | નહેરો ખાતે | ૩% |
| બીજાં ખાતાં | ૧૪% | જનસુખકારી માત્ર | ૧% |
| દેવું | ૯% | | |

( 'ઇન્ડિયા ઇન ૧૮૨૭–૨૮,' પા. ૩૫૮ ઉપર આપેલો કોઠો )

કેળવણી અને સુખાકારી ખાતે થતા ખર્ચ સાથે પોલિસના ખર્ચની સરખામણી કરો. આ સ્થિતિ હોય ત્યાં લોકો નિરક્ષર અને નિરુત્સાહી હોય અને અટકાવી શકાય એવા રોગ તેમને મારી નાખતા અથવા નબળા બનાવતા હોય તો નવાઈ પામવા જેવું નથી. ૧૯૨૭ માં

૩૨ કરોડ ૮૦ લાખમાંથી માત્ર ૨ કરોડ ૬૨ લાખ માણુસ જ ભણેલાં હતાં. ('ઇન્ડિયા ઇન ૧૯૨૭–૨૮,' પા. ૩૬૩ ઉપરની આકૃતિ)

## લશ્કરી ખર્ચ

આ જાતનું ખર્ચ કેમ અનિવાર્ય છે તેનાં કારણો 'ઇન્ડિયા ઇન ૧૯૨૪–૨૫' ના પા. ૩૧ અને ૩૨ ઉપર અપાયાં છેઃ

૧. જાનમાલનું રક્ષણ તો કોઈ પણ જોખમે કરવું જોઈએ. એટલે જો ખર્ચ અસહ્ય હોય તો ખરો ઉપાય એ છે કે હિંદીઓએ વધારે કમાવું જોઈએ.

પરંતુ તે માટે કાંઈ ઉપાય લેવાયા છે? જ્યારે નિરક્ષરતા અને રોગ જેવા જિંદગીને સરખી જ નકામી કરી નાખનાર દુશ્મનો તરફ બેદરકારી બતાવાય છે ત્યારે જાનમાલનું રક્ષણ કરવાની ચિંતા ગર્ભિત અર્થવાળી લાગે છે. અહીં લશ્કર હિંદના દુશ્મનો માટે નથી રખાતું, પણ સામ્રાજ્યના શત્રુઓ માટે રખાય છે.

૨. હિંદને પૂર્વ તેમ જ પશ્ચિમ બાજુ લાંબી સરહદ છે, અને વાયવ્ય તરફ પઠાણો વસે છે.

પઠાણો સિવાય આપણા પાડોશીઓ નમ્ર, સંસ્કાર વિનાના અને નિઃશસ્ત્ર છે. પઠાણો કે જેમની સંખ્યા માત્ર બે લાખ જેટલી જ છે તેમની પાસે પણ થોડાં જૂનાં નકામાં જેવાં હથિયારો છે. કોઈ દીર્ઘદૃષ્ટિવાળી સરકાર ઉપર જણાવ્યા મુજબ રૂ. ૫૫ કે ૯૦ કરોડ વેડફી નાખવા કરતાં આ સરહદ પરના લોકોને થોડા કરોડ ધીરે અને બની શકે તો આપણી દેખરેખ નીચે તેમના રસ્તા, નહેરો, ખેતી અને વેપાર વધારવામાં અથવા તેમને અનુકૂળ પ્રદેશમાં જઈને વસવામાં સહાયભૂત થાય. આમ નહિ થાય ત્યાં સુધી સરહદ ઉપરના આપણા કિલ્લા અને લશ્કરી રસ્તા તેજ ઘોડાને ચાબુક બતાવવા જેવા જ રહેવાના છે. જેની પાસે ઊંચી જાતનો લશ્કરી સરંજામ હોય તે હૃદયને

અપીલ કરવા કરતાં શસ્ત્રનો આશ્રય ઝટ લેવાનું પસંદ કરે છે. 'ઇન્ડિયા ઇન ૧૯૨૩–૨૪'માં પા. ૭૯ ઉપર આપેલું કોષ્ટક જોતાં આપણને જણાશે કે પઠાણોએ બ્રિટિશ હિંદની પ્રજાનાં નીચે પ્રમાણે ખૂન કર્યાં તથા તેને લૂંટી:—

| | | |
|---|---|---|
| ૧૯૧૯–૨૦માં | મરાયાં ૨૯૮ | લૂંટ રૂ. ૨૧ લાખ |
| ૧૯૨૨–૨૩માં | મરાયાં ૪૭ | „ રૂ. ૩.૧૨ " |

૧૯૧૯–૨૦ ના વર્ષમાં વઝીરિસ્તાનમાં તોફાન થયાં હતાં. આ આંકડા ઉપરથી આપણને મળતું રક્ષણ અને એ રક્ષણ માટે થતા રૂ. ૫૫ થી ૯૧ કરોડના ખર્ચ વચ્ચેની અસમાનતા જોઈ શકાય છે.

૩. ઈંગ્લંડમાં, દરેક અંગ્રેજ લશ્કરના નિભાવ ખાતે માથા દીઠ વાર્ષિક રૂ. ૪૫ આપે છે; યુનાઇટેડ સ્ટેટ્સમાં રૂ. ૨૫ અને જાપાનમાં રૂ. ૧૪ અપાય છે. અને હિંદમાં માથા દીઠ માત્ર રૂ. ૨ જ અપાય છે–પણ હિંદમાં માથાદીઠ એટલે ખાલી પેટ દીઠ.

શિરાઝના 'સાયન્સ ઑફ પબ્લિક ફિનૅન્સ' પા. ૬૩૦ ઉપર લખ્યું છે:

| દેશ | આવક કરોડ | ખર્ચ કરોડ | વસ્તી કરોડ |
|---|---|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમ | પા. ૩૯૦ | પા. ૭૮.૮ | ૪.૭ |
| હિંદુસ્તાન | રૂ. ૨૮૬૬ | રૂ. ૨૩૯ | ૨૪.૭ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ડૉલર ૭૨૦.૮ | ડૉલર ૪૨.૫ | ૧૦.૫ |

રાષ્ટ્રીય આવકના પ્રમાણમાં સરકારી ખર્ચ અનુક્રમે ૨૦.૨, ૮.૪ અને ૫.૯ ટકા છે. આપણું પ્રમાણ યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમાણ કરતાં ચઢી જાય છે. ઉપરના આંકડા પ્રમાણે કહી શકાય કે, એક અંગ્રેજ દર મહિને રૂ. ૯૧ કમાઈને પોતાની સરકારને રૂ. ૧૯ ભરે છે; એક અમેરિકન રૂ. ૧૫૦ કમાઈને ૧૪૦ આના ભરે છે: જ્યારે એક હિંદી પોતાની રૂ. ૯૦ અથવા ઓછી (ઉપરના આંકડા મુજબ) આવકમાંથી ૧૫ આના ભરે છે. હિંદમાં કરવેરાને લીધે

ગરીબોનાં હાડમાંસ ચુસાઈ જાય છે, જ્યારે અંગ્રેજને તો પોતાની પુષ્કળ સંભાળ રાખતી સરકારને પોતાની મોજશોખની ચીજો ઘટાડી કર ભરવાનો હોય છે.

## ચાવવાના જુદા અને બતાવવાના જુદા

જે હિંદુસ્તાન કદી પણ પારકા દેશો ઉપર આક્રમણ કરવા માગતું નથી, તેમ જ જેને વેપાર માટે કે પોતાનો વિસ્તાર વધારવા માટે મુલકો મેળવવાની ઇચ્છા નથી, તેણે શા માટે આવું મોટું લશ્કર નભાવી બીજા દેશોની આંખે ચઢવું? અને તેમાં પણ જ્યારે બીજા દેશો એમ ધારે છે કે, કોઈ પણ યુદ્ધ વખતે હિંદુસ્તાનની ઇચ્છા હોય કે ન હોય તોપણ તેણે ઇંગ્લંડના ઘસડાયા ઘસડાવાનું છે ત્યારે?

યુરોપની પ્રજાઓએ દરિયાના વેપારમાં સમૃદ્ધ થઈ વસાહતો, તાબાના મુલકો અને શાસન નીચેના મુલકોના ટુકડા માટે લડાલડી કરી. આપસ આપસની અદેખાઈ અને ભયના ભોગ બની તેઓ વાર્તામાં આવતા દેડકાની જેમ ફુલાતા ગયા. પણ હિંદના 'ઋષિ'એ એના નિસર્ગદત્ત શરીર ઉપર પશ્ચિમના હથિયારનો મોંઘો ડગલો ચઢાવવાની જરૂર છે? ગઈલડાઈ વખતે આપણા દેશમાંથી સ્ટીમરો ભરીને સરહદો પર સૈનિકો લઈ ગયા પછી જેટલી નાની સંખ્યા રહી હતી એટલા જ લશ્કરની આપણને જરૂર છે. સાઇમન સમક પણ કહે છે કે, લશ્કર તો સામ્રાજ્ય માટે છે અને તે હિંદીમય ન કરવું જોઈએ. કેટલાક દલીલ કરે છે કે, આપણને બદલામાં દરિયાનું રક્ષણ મફત મળે છે. આ રક્ષણ તો નહિ જેવું અને શરતી છે. હિંદનો ઇંગ્લંડ સાથેનો વેપાર આપણા કરતાં તેમના હિતમાં વધારે છે. આને લીધે તો વેપારમાં કરોડો રૂપિયાનું ઘટતું પાસું થાય છે અને આપણા પરના 'હોમ ચાર્જિસ' તથા અંગ્રેજ

બેંકો, નૌકા કંપની, વીમા કંપનીઓ અને દલાલોને જે રકમ આપણે આપીએ છીએ તેમાં તેમને દરિયાઈ રક્ષણના બદલા કરતાં ઘણું વધારે મળી રહે છે. જો આપણે વાજાં વગાડનારને બોલાવીએ તો આપણો સૂચવેલો રાગ તેણે ગાવો જ જોઈએ એ ન્યાયે આખા નૌકા ખાતામાં આપણા જ યુવાનો રાખવા જોઈએ. એચ. એમ. એસ. ડફરીનમાંથી આવતા હિંદી નૌકાસૈન્યનો વિકાસ પામતાં ૧૦૦ વર્ષ તો જોઈશે જ. આ જ સ્થિતિ દર વર્ષે લશ્કરમાં ૮ ભાગ હિંદીઓ માટે જ રાખવાની બાબતમાં થવાની.

## રાષ્ટ્રીય સૈન્ય

જો હિંદનું લશ્કર હોય તો તે રાષ્ટ્રીય જ હોવું જોઈએ. એનું ખર્ચ ઓછું હોવું જોઈએ, એટલું જ નહિ પણ તેને અંગેના બીજા લાભો પણ હોવા જોઈએ. યુનિવર્સિટીઓની ટુકડીઓ, દેશમાં જ રહેનાર અને સ્વયંસેવક સૈન્યો એ બધામાં બધી જ કોમોમાંથી ભરતી થતી હોય અને રાષ્ટ્રના રક્ષણના હેતુથી તેઓ કામ કરતા હોય એટલે ન્યાતજાતના તથા ગરીબ તવંગરના ભેદોનો તેઓ અંત આણશે. લશ્કરનો ખર્ચ દેશમાંથી અપાય છે; પણ દેશનાં સંતાનોનો અંકુશ તેના ઉપર નથી, એટલે ઢોરને ડરાવનારા તથા તેમની સાથે કડક અને દુશ્મનના જેવું વર્તન રાખનારા ભરવાડના કૂતરાના જેવું તે બને છે.

## પોલાદી ચોકઠાંની ભરતી

દેશની દિવાની વ્યવસ્થા પણ એટલી જ ખર્ચાળ છે અને લશ્કરી ખર્ચમાં તેનું ખર્ચ ઉમેરીએ તો હિંદની આવકના અર્ધા ભાગ જેટલી રકમ થઈ જાય. પરદેશથી માલ આયાત થવાને કારણે પગારનાં ધોરણ ઊંચાં થયાં છે. કોઈ બુદ્ધિશાળી પુરુષ પોતાના

દેશની બહાર નોકરી ખોળવાનું પસંદ નહિ કરે, તે કાંઈ અહીં ધર્મ પ્રચારકો તરીકે નથી આવ્યા વગેરે દલીલો કરવામાં આવે છે. છતાં વર્ષો સુધી નોકરી કર્યા પછી પણ 'છોટા ઔર બડા' વીસ્કી અથવા એવા શબ્દો સિવાય દેશી ભાષા વિષે તેઓ કાંઈ નથી જાણતા. એમનામાંથી એવો એક પણ વીર પાકયો નથી કે જેણે આ જડ પદ્ધતિની બહાર નીકળી આખા હિંદની ગરીબાઈ અને નિરક્ષરતાના પ્રશ્નનો વિચાર કર્યો હોય. સર જોન સ્ટ્રેચીએ ૧૮૭૮–૭૯ નું અંદાજપત્ર રજૂ કરતાં કહ્યું હતું: "હિંદ પ્રત્યે મારી શી ફરજ છે એનું મને બીજા કોઈપણ માણુસ જેટલું ભાન છે એવી મારી ખાતરી હોવા છતાં મને કહેતાં શરમ નથી આવતી કે, મારા પોતાના દેશ પ્રત્યેની મારી ફરજ કરતાં બીજી એક પણ ઊંચી ફરજ મારા ખ્યાલમાં નથી."

## પાદરીઓનો બોજો

ખ્રિસ્તી ધર્મસમાજને દર વર્ષે અ-ખ્રિસ્તીઓ પાસેથી મળેલા રૂ. ૩૦ લાખ આપવામાં આવે છે (શિરાઝનાં 'ધિ સાયન્સ ઓફ પબ્લિક ફિનેન્સ'નું પા. ૬૧૬). તેમનામાંથી જે નિશાળો અને દવાખાનાં ચલાવે છે તેમને માટે અમને સંપૂર્ણ માન છે. પણ અમારી માગણી છે કે અમારામાં જ આટલા બધા વહેમો છે એમાં નવા વહેમો ઘુસાડો નહિ. પણ આ બડેખાંઓ શું કહે છે? તેઓ તો પોલાદી ચોકઠાં અને તેમની ખાધેલ પીધેલ દીકરીઓને ઉપદેશ આપે છે: "હિંદના ગરીબો કેટલા સુખી છે?" અથવા "પ્રામાણિક માણુસ નિરાંતે ઊંઘે છે." તેમના પ્રામાણિક અનુયાયીઓ આ સાંભળીને કલબોમાં જાય છે અને ત્યાં જઈ નેકપણાની તૃષાને છિપાવે છે.

## હિંદની માગણી

આપણે 'હોમરૂલ' અથવા સ્વરાજની માગણી કરીએ છીએ. આનું કારણુ એ નથી કે આપણે ૬૦ લાખની વસ્તીવાળા ઑસ્ટ્રેલિયાની જેમ,

અથવા પોતાને ત્યાંથી એશિયાવાસીઓને ધકેલી કાઢનાર દક્ષિણ આફ્રિકાની જેમ સામ્રાજ્યમાં સમાન ભાગીદાર થવા માગીએ છીએ. અથવા તો આપણામાં પાર્લામેન્ટની પદ્ધતિનાં ભાષણો કરવાની આવડત આવીગઈ છે. પણ આપણને તો ખબર પડી ગઈ છે કે જમણો હાથ મોં ભણી જ વળે છે. સ્વાતંત્ર્ય, સેવા અને સ્વાર્થત્યાગની દશામાં જ ખાનદાની આવે છે તેનો આપણને સાક્ષાત્કાર થયો છે. જે નવું તંત્ર જન્મ પામે એનામાં રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય તેમ જ મનુષ્ય માત્રના હિતનો વિચાર હજો તથા તે વિચારને અમલમાં મૂકવાનું સામર્થ્ય હજો. જગતની વસ્તીના પાંચમા ભાગના લોકો હિંદમાં વસે છે તેમને ખોરાક, હવાઅજવાળું તથા તંદુરસ્તી બક્ષનાર તે નીવડજો. આર્કિમિડિઝના ઉચ્ચાલનની જેમ પ્રેમ પણ આખી દુનિયાને હલાવી શકે છે એનું એને જ્ઞાન થજો!

# સ્વરાજનો જન્મસિદ્ધ હક્ક

આંકડા વિના રાજકારણની ચર્ચા ઉપરછલી લાગે છે, અને લાગણીના ઊભરા તથા ગરમાગરમ દલીલોનું સ્વરૂપ પકડે છે. વિરોધીઓ પણ એવી હવાઈ અને બીક, અવિશ્વાસ કે ધિક્કારથી ભરેલી નિષ્ફળ દલીલો જ વાપરે છે.

## હિંદનો પ્રાચીન સુવર્ણયુગ

આજના સ્વાર્થી અને કોમી લાગણીવાળા ધણિયામા બદલાય અને એમને સ્થાને એમના જેવા જ બીજા આવે અથવા તો નોકરીઓ અને હોદ્દા આપણા હિંદીઓને મળે અથવા અમુક વ્યક્તિઓ કે ન્યાતજાતનાઓનું હિત સધાય અથવા તો રોટલાના ટુકડા અમુક માણસોને વહેંચી ખાવાના મળે, એટલા માટે સ્વરાજની માગણી કરવામાં આવે છે એવું કદાચ લોકો ધારે. પણ આજના સરકારી અધિકારીઓની નીતિરીતિ, યુક્તિપ્રયુક્તિઓ અને કાવા-દાવા લોકો બરાબર સમજે તો હિંદ સ્વરાજ શા માટે માગે છે તેનો સાચો ખ્યાલ તેમને આવે.

હિંદુસ્તાનને ફરતો દરિયાકાંઠો છે, ઊંચા પર્વતો છે, ઊંડી ખીણો છે, મોટા ઉચ્ચપ્રદેશો છે, વિશાળ મેદાનો છે, ત્યાં ભરપૂર વરસાદ વરસે છે, કચ્છના રણની બળતી હવાથી માંડીને હિમાલયની ઠારી નાખે એવી ઠંડી હવા સુધીની બધાય પ્રકારની આબોહવા છે, એની નદીઓ વનથી વિંટાયલા પહાડો ઉપરથી રસકસભર્યા

કાંપ ખેંચી લાવે છે, અને તેને લઈને પોતાનાં કરોડો માણસોને પહોંચે એના કરતાં પણ વધારે એની ખેતીની પેદાશ હતી. બીજા પહાડી અને વેરાન દેશો હમેશાં પોતાના પોષણ માટે હિંદુસ્તાન તરફ જ જોઈ રહેતા હતા અને તેનો માલ પોતાને ત્યાં આવે એવું ઝંખ્યા કરતા હતા. હિંદની ભૂમિમાં રત્નો, કીમતી ધાતુઓ અને તેથી યે વધુ કીમતી એવાં લોઢું, ત્રાંબું અને બીજા ખનીજ પદાર્થો રહેલા છે. તેના માલની નિકાસ વાયવ્ય તરફના ઘાટોમાં થઈને બેબિલોન કે બગદાદ, ઇરાન, તુર્કસ્તાન, ઇજિપ્ત, અને વેનિસ સુધી થતી હતી અને ત્યાંથી વળી તે અંધકારમાં પડેલા અર્ધસંસ્કૃત એવા વિશાળ યુરોપ ખંડમાં ફેલાતી હતી. ત્યાંના કવિઓ પિપાસાભરી કલ્પનાનાં ગીતો ગાઈ હિંદની જાહોજલાલીનાં વર્ણન કરતા હતા. કોલંબસ અને વાસ્કો ડિ ગામાએ ભયાનક જોખમભરી હિંદી સફરો કરી તે પણ એટલા જ માટે કે વેનિસ અને મુસલમાનોના દાણ વિના હિંદનો માલ સોંઘે ભાવે પોતાના દેશમાં આણી શકાય. આપણું હિંદુસ્તાન આવું સમૃદ્ધ હતું.

શું એની સમૃદ્ધિ માત્ર ખેતીની પેદાશ પૂરતી જ હતી? જ્યારે કોઈ પ્રજાની ખેતીની પેદાશ ખપ કરતાં વધારે હોય છે ત્યારે સ્વાભાવિક રીતે જ તે ખેતીની વધારાની પેદાશમાંથી મોજ-શોખની વસ્તુઓ બનાવે છે. સમૃદ્ધ ખેતીમાંથી ઉદ્યોગો જન્મે જ. હિંદુસ્તાનનાં નાનાં ગામડાંઓ માત્ર 'ખાદી' જ નહોતાં બનાવતાં, પણ બગદાદની હૂરી અને યુરોપની સુંદરીઓ માટે બારીકમાં બારીક મલમલ અને સુંદર ભાતોવાળું કાપડ તેમ જ રાય અને રંક બંનેને માટે આભૂષણો પણ બનાવતાં હતાં. રાજાઓના અને નવાબોના ઠાઠ—તેમના સંગેમરમરના મહેલો, તેમના કીમતી પોષાકો, નકશી અને કોતરકામવાળા અસબાબથી ભરપૂર તેમનાં સુગંધીદાર દીવાનખાનાંઓ, તેમનાં મોટાં મોટાં લશ્કરો અને આજે ખંડિયેર

કિલ્લાઓમાં કટાતી પડેલી મોટામાં મોટી તોપો, તેમની પાણીદાર તલવારો, તેમની સોનેરી બુટ્ટાથી ભરેલી કીનખાબની જાજમો; હજારો માઈલ લાંબા, બંને બાજુ વૃક્ષની ઘટાવાળા, થોડે થોડે અંતરે કૂવા અને ધર્મશાળાવાળા રસ્તાઓ—આ બધું હિંદની માત્ર ખેતીની જ નહિ, પણ સાથે સાથે ઉદ્યોગોની પેદાશના વેપારવણજની સાક્ષી પૂરે છે. આ સમૃદ્ધિ અને શાંતિના કાળમાં તેના તત્ત્વજ્ઞાનનો ઉદય થયો, જેણે ભોગૈશ્વર્યથી થાકી જઈને તેને 'માયા' તરીકે વર્ણવ્યાં અને તેનાથી દૂર રહેવાનો ઉપદેશ કર્યો. હા, આજે પણ હિંદુસ્તાનની ખેતીની પેદાશ મરી નથી ગઈ; પણ તેનો પહેલાંનો વેપાર અને સમૃદ્ધિ ક્યાં છે? નીચેના આંકડાઓ મોટે ભાગે 'ઇંડિયા ૧૯૨૭–૨૮' માંથી લીધા છે.

### ૧૯૨૬–૨૭ માં હિંદની

| | પેદાશ | નિકાસ |
|---|---|---|
| ચોખા | ૨૯૦ લાખ ટન | ૨૧ લાખ ટન |
| ઘઉં | ૯૦ ,, ,, | ૧.૭૬ ,, ,, |
| ખાંડ | ૩૨ ,, ,, | |
| રૂ | ૫૦ ,, ગાંસડી | ૩૦ લાખ ગાંસડી (જાપાનમાં રૂ) |
| ચા | ૩૯૩૦ ,, રતલ | આમાંથી વિલાયતે ૮૪ ટકા એટલે ૩૫૯૦ લાખ રતલ ખરીદી, જેમાંની કેટલીક તેણે નફો ખાઈને બીજા દેશોને વેચી. |
| શણ | ૧૯૨ લાખ ગાંસડી | કાચો અને તૈયાર માલ મળીને ૮૦ કરોડ રૂપિયાનો. વિલાયત |

સામાન્ય રીતે ૮ કરોડ રૂપિયાનું લૂણ ખરીદે છે.

| | |
|---|---|
| તેલીબીઆં | રાઈ, અળસી, સીંગ, ૮ લાખ, ૩૮ હજાર ટન એટલે રૂા. ૧૯ લાખનાં |
| તંબાકુ | ૨૯૦ લાખ રતલ. રૂા. ૯૭ લાખની. |

આ ઉપરાંત પાંચ લાખ કરતાં વધુ એકર જમીનમાં ફળ અને શાકભાજી, ૮ લાખ એકરમાં કોપ્રી અને ૬૦ લાખ એકરમાં ઘાસ-ચારો થાય છે. અને બીજું શું શું થાય છે તે જો જોવું હોય તો 'ધિ સાયન્સ ઓફ પબ્લિક ફિનેન્સ' નામના જિ. ફિન્ડલે શિરાઝના પુસ્તકમાં ૧૪૦ મે પાને આપેલો કોઠો જુઓ.

## હિંદની આજની ગરીબી

હિંદની ખેતીની પેદાશ આટઆટલી હોવા છતાં દેશમાં બધે ગરીબી અને અસંતોષ કેમ પ્રવર્તે છે તેનાં કારણો જાણવાનું સૌને મન થાય. તે સમજાવવાનો આ પ્રયત્ન છે.

| દેશ | હિંદની નિકાસ | હિંદની આયાત |
|---|---|---|
| અમેરિકા | ૩૫ કરોડ | ૧૮ કરોડ |
| જર્મની | ૨૦ ,, | ૧૭ ,, |
| જાપાન | ૪૨ ,, | ૧૬ ,, |
| ફ્રાંસ | ૧૪ ,, | ...... |
| જાવા | ...... | ૧૪ ,, |
| યુ. કિં. સિવાયના બ્રિટિશ તાબાના મુલકો | ૫૨ ,, | ૧૭ ,, |
| બીજા દેશો | ૮૨ ,, | ૩૯ ,, |
| કુલ | રૂ. ૨૪૫ | રૂ. ૧૨૧ |

ઉપરની યાદીમાં વિલાયત સિવાયના બીજા બધા દેશો આવી ગયેલા છે. આ વેપારમાં તો ૧૨૪ કરોડ રૂપિયા હિંદના લેણા રહે છે.

પહેલાં હિંદ પોતાને જોઈતી ખાંડ બનાવી લેતું હતું; પણ પછી મોરિશ્યસની હરીફાઈ જાગી. હિંદના ખાંડના ઉદ્યોગોએ રક્ષણ માગ્યું, પણ જવાબ મળ્યો કે અબાધિત વ્યાપાર સૌને લાભકર્તા છે, માટે તે હિંદને પણ લાભ જ કરશે. હમણાં જાવાની ખાંડ મોરિશ્યસની સાથે હરીફાઈમાં જીતતી થઈ ત્યારે વિલાયતનાં બજારમાં મોરિશ્યસની ખાંડને રક્ષણ આપવામાં આવે છે. હિંદના ખાંડના ઉદ્યોગને કેટલાંય વરસો થયાં ઉત્તેજન મળતું નથી, એટલે આજે પણ એ જાવા સાથે હરીફાઈ કરી શકે એમ નથી. આ ઉપરથી સમજાશે કે જાવા શી રીતે ૧૪ કરોડની ખાંડ હિંદમાં મોકલે છે અને કશું હિંદમાંથી ખરીદતું નથી. જાવાને બાદ કરતાં બીજા બધા દેશો સાથેના વેપારમાં (વિલાયત સાથેના વેપારને બાજુએ રાખીએ તો) હિંદ લેણદાર રહે છે.

૧૯૨૬–૨૭ માં

હિંદે વિલાયત મોકલેલો માલ રૂ. ૬૭ કરોડનો હતો.

હિંદે વિલાયતથી ખરીદેલો માલ રૂ. ૧૧૧ કરોડનો હતો. એટલે રૂા. ૪૪ કરોડ હિંદ પાસે લેણા રહ્યા.

## શું ઇંગ્લંડને ભરવા માટે હિંદ કમાય છે?

બીજા દેશો સાથેના વેપારમાં હિંદ જે નફો મેળવે છે તે શી રીતે અલોપ થઈ જાય છે તે આપણે જોઈએ. આ રૂ. ૪૪ કરોડ ઉપરાંત હિંદે ઇંગ્લંડને ૨૦૦ લાખ પૌંડ એટલે રૂ. ૨૭ કરોડથી કંઈક વધારે તો 'હોમ ચાર્જિસ'ના આપવાના હોય છે. "આ રકમનો ઉપયોગ સરકારી સ્ટોર્સ ખરીદવામાં, દેવાંનું વ્યાજ ભરવામાં અને રજા પર ગયેલા કે વાનપ્રસ્થ થએલા સનદી નોકરોના પગાર ચૂકવવામાં થાય છે." ('ઇંડિયા–૧૯૧૭–૧૮', પા. ૬૬)

"૧૯૧૭–૧૮માં હિંદી પ્રધાનનું આ હોમચાર્જનું દેવું ૨૪૦ લાખ પાઉન્ડનું હતું. તેમાં ૩૯ ટકા રેલવે માટે, ૨૬ ટકા લશ્કર માટે, ૨૦ ટકા દેવાંનું વ્યાજ ( રેલવેની ઉપજ અને નહેરોના હિસાબ ઉપરનું વ્યાજ બાદ) અને ૮ ટકા વધારાનો પગાર અને પેન્શન."
(પા. ૬. 'ઇંડિયન ફિનેન્સ એન્ડ બેંકિંગ,' ફિન્ડલે શિરાઝ)

આ રીતે રૂ. ૧૨૪ કરોડ હિંદ બીજાદે શો પાસેથી કમાયું. તેમાંથી રૂા. ૭૧ (૪૪+૨૭=૭૧) કરોડ ઇંગ્લંડ તેની પાસેથી પડાવી ગયું. બાકીના રૂ. ૫૩ કરોડ (૧૨૪–૭૧=૫૩) માંથી હિંદે તે વર્ષે રૂા. ૪૦ કરોડનું સોનુંરૂપું ખરીધું. ( 'ઇંડિયા–૧૯૨૭–૨૮, ) પા. ૨૧૩ ઉપરનો આલેખ ) આ સોનારૂપાનો કેટલો ભાગ હિંદ રાખી શકે છે અને કેટલો ભાગ વિલાયત ઉપાડી જાય છે તે આપણે આગળ જોઈશું.

જાવાને બાદ કરીએ તો હિંદ બીજા દેશો સાથેના વેપારમાંથી જે કાંઈ કમાય છે તેનો મોટો ભાગ "અબાધિત વ્યાપાર"ની પોકળ દલીલ હેઠળ ઇંગ્લંડ એકલું જ ઉપાડી જાય છે. પોતે જેટલી આયાત કરે તેના કરતાં વધુ નિકાસ કરતા હોય એવા દેશો દુનિયામાં થોડા જ છે. એવો વધારો અમેરિકાનો પૌંડ ૨૩૩૦ લાખ, ઝેકોસ્લોવેકિયાનો પૌંડ ૩૦૦ લાખ, ઓસ્ટ્રેલિયાનો પૌંડ ૨૬૦ લાખ, દક્ષિણ આફ્રિકાનો પૌંડ ૮૦ લાખ અને આર્જેન્ટાઇનાનો પૌંડ ૮૦ લાખ જેટલો છે (પા. ૬૧૩ 'સાયન્સ ઑફ પબ્લિક ફિનેન્સ'–શિરાઝ). હિંદની આયાત કરતાં નિકાસનો વધારો પૌંડ ૪૦૦ લાખથી પૌંડ ૯૦૦ લાખની વચમાં ફરતો રહે છે. ('ઇંડિયા ૧૯૨૪–૨૫,' પા. ૧૪૭) આ રીતે હિંદનું સ્થાન અમેરિકાની પાસે જ અને આવા ભાગ્યશાળી દેશોમાં બીજું જ હોવા છતાં સુખસગવડના ઉપભોગને ધોરણે યાદી તૈયાર કરીએ તો તેનું સ્થાન નીચામાં નીચું આવે. જે દેશો નિકાસ કરતાં આયાત વધારે

કરે છે તેમાં વિલાયત, ફ્રાંસ, જર્મની, જાપાન, તુર્કસ્તાન વગેરે આવે છે. અને છતાં આ દેણદાર દેશો વધારે સમૃદ્ધ છે.

## હિંદની સંપત્તિ જાય છે ક્યાં ?

### ૧૯૨૭–૨૮માં હિંદની આયાત

| | બધા દેશોમાંથી | તે પૈકી વિલાયતથી |
|---|---|---|
| સુતરાઉ માલ | રૂા. ૭૦ કરોડનો | રૂા. ૬૫ કરોડનો |
| લોઢું અને પોલાદ | ૨૧.૫ | ૧૫ |
| બીજી ધાતુઓ | ૭ | ૪ |
| હાર્ડવેર | ૫.૨ | ૨ |
| ખાદ્યપદાર્થો | ૬.૫ | ૨.૩ |
| દારૂ | ૩.૫ | ૧.૪ |
| સાંચાકામ (૨ કરોડના મિલના સંચા ગણતાં) | ૧૬ | ૧૨.૫ |
| રેલવેનો સામાન | ૯.૩ | ૬.૨ |

જો હિંદમાં આજના જેવી અંગ્રેજોના કાબૂ નીચે ચાલતી સરકારને બદલે હિંદી ઉદ્યોગોને ઉત્તેજન આપનાર સરકાર હોત તો આ આયાત કરેલાં સુતરાઉ માલ, ધાતુઓ, હાર્ડવેર, સાંચાકામ અને ખાદ્ય પદાર્થોનો મોટો ભાગ તેણે પોતે જ ઉત્પન્ન કરી લીધો હોત. પહેલાં તે કરતું જ હતું. હિંદમાં લોઢું અને પોલાદ ઉત્પન્ન થાય છે જ તો પછી વિલાયતથી ૧૫ કરોડની આયાત કરવાનું કારણ ! દારૂને તો બિલકુલ જ બંધ કરી શકાત. રાષ્ટ્ર–હિતકારી નીતિથી આવી ઘણી આયાતો અટકાવી શકાય અને તેથી આપણને આર્થિક લાભ પણ થાય; પરંતુ સાથે સાથે આપણા ગૃહઉદ્યોગોનો બહોળો વિસ્તાર થાય અને લાખો હિંદીઓને

ધંધો, રોજગાર અને ગુજરાનનું સાધન મળે તથા પોતાની બુદ્ધિ અને કુશળતા બતાવવાનો અવકાશ મળે.

વિલાયત સાથેના આપણા વેપારમાં તો ત્રાજવું આપણી સામે નમતું દેખાય છે એથી ઘણું વધારે નમતું છે. ૧૯૨૬–૨૭ માં આપણે રૂા. ૬૭ કરોડનો માલ વિલાયત મોકલ્યો તેથી કાંઈ આપણને કેવળ લાભ થયો છે એમ નથી. એમાં રૂ. ૨૪ કરોડની ચા અને રૂા. ૭ કરોડનું શણુ હિંદે મોકલ્યાં હતાં. ભૂખે મરતા મજૂરોની નજીવી મજૂરી બાદ કરીએ તો આ બંને ઉદ્યોગોનો નફો અંગ્રેજી કંપનીઓના નફા રૂપે કે અંગ્રેજ પ્લેન્ટરો ઘેર નાણાં મોકલે છે તે રૂપે વિલાયત જ જાય છે. જો હિંદમાં જવાબદાર રાજતંત્ર હોત તો આપણાં ચામડાંમાંથી આપણે જ જોડા બનાવત, આપણી તંબાકુની આપણે જ સિગારેટ બનાવત, અને આપણા ઊનનું આપણે જ કાપડ બનાવત; પણ હિંદ માત્ર કાચો માલ જ પેદા કરે અને તેનાં કારખાનાં ચલાવવાનું ઇંગ્લંડને માટે રાખે, એવી વ્યવસ્થા રાખવાની જ ઇંગ્લંડની નીતિ રહી છે. (જુઓ ઈંડસ્ટ્રિયલ કમિશનનો હેવાલ ૧૯૧૬–૧૮, પા. ૭૫)

હિંદની કુલ આયાતના ૪૭ ટકા ઇંગ્લંડથી આવે છે. હિંદની કુલ નિકાસના માત્ર ૨૧ ટકા વિલાયત જાય છે; જ્યારે અમેરિકાના આંકડા એથી ઊલટા જ છે. ૭.૯ અને ૧૧.૧ અને જાપાનના ૭.૬ અને ૧૩.૩ ટકા. ('ઈંડિયા–૧૯૨૭–૨૮,' પા. ૩૩) કોઈ પ્રજા પોતાને નુકસાન પહોંચે એ રીતે બીજાને ઉત્તેજન આપે ખરી? સરકારની મદદ વિના ઔદ્યોગિક પ્રગતિ કરવી એ આજના જમાનામાં કોઈપણ પ્રજાને માટે મુશ્કેલ છે. આજે તો દુનિયાના ઉદ્યોગો વ્યક્તિઓના હાથમાંથી કંપનીઓ, સિન્ડિકેટો અને ટ્રસ્ટોના હાથમાં ગયા છે. એમની પાસે જબ્બર મૂડી અને બીજાં સાધનો છે. જાતજાતનાં કારખાનાં ઉપર એમનો કાબૂ છે. એ કારખાનાંમાં

છેલ્લામાં છેલ્લી ઢબના સાંચાઓની કાંઈ ખોટ નથી, નિષ્ણાતોનાં ગૂઢ જ્ઞાનનો તેમને લાભ મળે છે, કુશળ મજૂરોનો તેમને સાથ છે, અને આજના જમાનામાં સૌથી અગત્યનું એવું સરકારનું રક્ષણ અને હૂંફ છે. આજે સરકારની ફરજ માત્ર બહુ ગવાયેલાં ' કાયદા અને શાંતિ ' જાળવવાની અને વિદેશી માલ દેશમાં આવી શકે માટે રસ્તાઓ અને રેલવેઓ બાંધવાની જ નથી; પણ આજે તો નવા ઉદ્યોગો ઊભા કરવામાં ખંતપૂર્વક પ્રયત્નો કરવા, જૂના કે પાંગળા ઉદ્યોગોનું રક્ષણ કરવું, ઔદ્યોગિક અને સહકારી બેંકો સ્થાપી તેમને નાણાં દ્વારા ઘટતી મદદ કરવી, સ્વાર્થી આડતિયાઓ કે સટોરિયાઓ તેમનો ખોટો લાભ ન ઉઠાવી જાય તેવા કાયદા કરવા, સેંકડો કારખાનાં કે સેંકડો ઔદ્યોગિક શાળા–મહાશાળા દ્વારા લાખો છોકરાઓને મોટા પાયા ઉપર ઔદ્યોગિક કેળવણી આપવી—એ બધી એની ફરજો ગણાય. ૧૯૧૬–૧૮ના ઇન્ડસ્ટ્રિયલ કમિશને આવી ઘણી ઘણી સૂચનાઓ કરી હતી; પણ તેમાંની કઈનો અમલ થયો છે ? લશ્કરને માટે હિંદમાંથી કેટલો માલ મળી શકે છે એની તપાસ કરવા લડાઈ દરમિયાન નિમાયલા ઇંડિયન મ્યુનિશન્સ બોર્ડે માત્ર લશ્કરી ઉપયોગની કેટલી વસ્તુઓ હિંદ પૂરી પાડી શકે એમ છે તે નીચેના શબ્દોમાં દર્શાવ્યું હતું:—

" રસાયણો, ધાતુ, જલોત્પન્ન વિદ્યુત, વીજળીક અને ઇજિનેરી કારીગરીને લગતા ઉદ્યોગો, કાચાં ચામડાં, તેને કેળવવાં તથા કેળવેલાં ચામડાંની બનાવટો, વણાટ, કાગળ બનાવવા, રંગ અને તેને લગતા ઉદ્યોગો, કાચ, સાબુ અને નાળિયેરના ઉદ્યોગ, બિટર્ન પક્ષીનો ઉપયોગ, પોર્ટલેન્ડ સીમેન્ટ, લાખ અને તેની બનાવટો, સરેસ, ઉદ્યોગો માટે વપરાતો દારૂ, વૈદક અને શસ્ત્રક્રિયાની વસ્તુઓ, સુરોખાર, રાળ, લોહચુંબક, અબરખ અને તેની બનાવટો, હાર્ડવેર, લોખંડ અને પોલાદ વગેરે."

આવાં કમિશનોને અંતે દેશહિતચિંતક વર્ગોએ મોટી આશાઓ રાખેલી. મિ. રશબ્રૂક વિલિયમ્સે પણ 'ઇન્ડિયા ઇન ૧૯૧૭-૧૮' ના પા. ૨૦ ઉપર લખ્યું હતું:

"આ અહેવાલ ઉપર વિચાર ચલાવવામાં અને તેમાં કરેલી ભલામણો ઉપર સ્થાનિક સરકારની સૂચનાઓ મેળવવામાં હિંદી સરકારે જરા પણ વખત ગુમાવ્યો નથી. બહુ જ થોડા વખતમાં મોટા પાયા ઉપર ઔદ્યોગિક ફેરફારો અને ખીલવણી થવાની આપણે આશા રાખીએ."

એ જ સજ્જન પાંચ વર્ષ પછી 'ઇન્ડિયા ઇન ૧૯૨૩-૨૪' ના પા. ૧૩૬ ઉપર કબૂલ કરે છે કે, હિંદી સરકારે લડાઈ પછી નવાં કારખાનાં ખોલીને તેમ જ મદદ આપીને હિંદના ઉદ્યોગોનો વિકાસ કરવાને કેટલાક પ્રયત્નો કર્યા, પણ વ્હાઇટ હૉલના સત્તાધારીઓ તરફથી તે પ્રયત્નોને ઉત્તેજન આપવામાં ન આવ્યું. આ ઉપરથી હિંદી વજીરનો હોદ્દો અને તેની સત્તા શા માટે રાખવામાં આવી છે તે આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ. આ અધિકારીએ બીજાં કયાં ગેરકાર્યો કર્યાં, અત્યારના બંધારણ મુજબની હિંદી સરકાર તેને કેટલી સહાયક બની અથવા તેના હાથમાં રમી ગઈ, એનો આપણે વિચાર કરીએ.

## ૧૯૧૯-૨૦ અને ૧૯૨૦-૨૧ નો હૂંડિયામણનો ઉત્પાત અને તેનાં કારણો

રકમો કરોડની સંખ્યામાં બતાવી છે અને આંકડા 'ઇન્ડિયા ઇન ૧૯૨૭-૨૮' ના પા. ૨૧૭ અને ૨૨૬ની સાથે આપવામાં આવેલી આકૃતિ ઉપરથી ઉતાર્યા છેઃ-

| | ૧૯૦૯ થી ૧૪ | ૧૯૧૯-૨૦ | ૨૦-૨૧ | ૨૧-૨૨ | ૨૨-૨૩ | ૨૩-૨૪ | ૨૪-૨૫ |
|---|---|---|---|---|---|---|---|
| હિંદમાં આયાત | | | | | | | |
| યુનાઇટેડકિંગ્ડમમાંથી | ૯૦ (સરાસરી) | ૧૦૭ | ૨૦૩ | ૧૫૩ | ૧૪૦ | ૧૩૨ | ૧૩૪ |
| હિંદમાંથી યુનાઇટેડ | | | | | | | |
| કિંગ્ડમમાં નિકાસ | ૫૭ (સરાસરી) | ૯૭ | ૫૬ | ૪૬ | ૭૦ | ૯૭ | ૧૦૩ |
| હિંદના ગેરલાભનું | | | | | | | |
| સરાસરી પાસું | -૩૩ (સરાસરી) | -૧૦ | -૧૪૭ | -૧૦૭ | -૭૦ | -૩૫ | -૩૧ |

૧૯૧૪થી ૧૯ સુધીની આયાતની સરેરાશ રૂ. ૮૫ કરોડ અને નિકાસ રૂ. ૭૦ કરોડ હતી. એટલે કે લડાઈ દરમિયાન વેપારને ત્રાજવે ખોટ રૂ. ૧૫ કરોડની જ હતી. લડાઈ દરમિયાન યુનાઇટેડ કિંગડમમાંથી બહુ થોડો માલ આવતો અને તે વખતસર ન આવી શકતો. તે વખતે દિવસે દિવસે ભાવ વધતા જતા હોવાથી જે હિંદી વેપારીઓને માલ થોડો મળતો તે વધારે નફો કરી લેતા. આ નફો હિંદના ઘરાક પાસેથી મેળવાતો, ઇંગ્લંડ પાસેથી નહિ. વસ્તુતઃ અંગ્રેજી માલ ૧૩૦ ટકા મોંઘો હતો. લડાઈ પૂરી થતાં અંગ્રેજ કારખાનદારોએ અશ્રુપૂર્ણ આંખે પોકાર કરી મૂક્યો કે અમને કુશળ કારીગરોની તાણ પડી છે અને એ વસ્તુઓ બનાવવાનું ખર્ચ ઘણું આવશે. એ જ વખતે ઇંગ્લંડના પ્રધાનોએ એવાં ભાષણો કરવા માંડયાં કે આ દેવાદાર અને કરના બોજાથી દબાઈ ગયેલા ઇંગ્લંડના ઉદ્ધારનો એક જ માર્ગ જેમ બને તેમ વધારે માલ ઉત્પન્ન કરી તેની પરદેશ નિકાસ કરવામાં છે. હૂંડિયામણના દર પણ ઇંગ્લંડને અનુકૂળ રહે એ રીતે જ રખાયા. હિંદી ઘરાક તે લાલચમાં પડે એવી રીતે તે દર વધારી દેવામાં આવ્યો.

હૂંડિયામણના દર નીચે પ્રમાણે રહ્યા હતાઃ—

| | | | શિ. પે. |
|---|---|---|---|
| તા. | ૧૩–૫–૧૯૧૯ | રૂ. ૧ = | ૧–૮ |
| | ૧૨–૮–૧૯૧૯ | ,, ૧ = | ૧-૧૦ |
| | ૧૫–૯–૧૯૧૯ | ,, ૧ = | ૨–૦ |
| | ૧૨ ૧૨-૧૯૧૯ | ,, ૧ = | ૨–૪ |
| | ૧૨–૨–૧૯૨૦ | ,, ૧ = | ૨-૧૦ |

## સસ્તો માલ અને ખાલી બજારો

૧૯૧૯–૨૦માં હૂંડિયામણનો દર વધવાનાં સાચાં કારણોની હિંદના વેપારીઓને—તેમનામાં તે સમજવાની શક્તિ હોય તો

પણ—સમજ ન પડી. અને તેમણે માની લીધું કે હિંદની તે વખતની આબાદી અને ઇંગ્લંડની ભારે દેવાદારીને લીધે રૂપિયાની કિંમત પાઉંડમાં આટલી બધી વધી છે ને ત્યાંથી મંગાવેલો માલ હિંદ આવી પહોંચે ત્યાં સુધી તો ટકી જ રહેશે. એક પાઉંડનો માલ તેમને માત્ર રૂ. ૧૦ કે ૭ માં જ મળશે, એમ ગણીને ૧૯૧૯–૨૦માં આ વેપારીઓએ પુષ્કળ માલના ઑર્ડરો મૂકયા. અહીંનાં બજારમાં ઇંગ્લંડનો માલ ન હતો. તેમને લાગ્યું કે માલ આવતાં વિલંબ થશે અને હિંદમાં ભાવ એના એ જ ટકી રહેશે. આથી તેમણે ધાર્યું કે પુષ્કળ આતુરતાથી જે માલની રાહ જોવાતી હતી તે આવતાં વેંત જ ખપી જશે. આ બધી ગણતરીઓ ખોટી પડી કારણ કે ઇંગ્લંડનાં કારખાનાંવાળાઓએ માલના ઢગલા કર્યા. મહિને પણ આવવાના સાંસા હતા ત્યાં દર અઠવાડિયે વહાણો ભરાઈ ભરાઈને માલ આવવા માંડયો. એ જ વખતે હૂંડિયામણનો દર પણ ઘટી ગયો. આ દર

| | | | શિ. પે. |
|---|---|---|---|
| તા. ૧૪–૫–૧૯૨૦ | ના રોજ | રૂ. ૧ | = ૨–૧ |
| ૧૨–૬–૧૯૨૦ | ,, | ,, ૧ | = ૨–૦ |
| ,,–૪–૧૯૨૧ | ,, | ,, ૧ | = ૧–૩ |

થઈ ગયો. આ કારણે હિંદના વેપારીને એક પાઉંડના માલ બદલ રૂ. ૧૫ અથવા તેથીયે વધુ આપવા પડયા. ૧૯૨૦–૨૧માં માલનો ઑર્ડર મોકલ્યો ત્યારે જે માલ લગભગ રૂ. ૧૦૦ કરોડનો એટલે કે લડાઈ પહેલાં રૂ. ૯૦ કરોડની સરેરાશ જેટલી જ કિંમતનો થતો હતો તે માલના પૈસા ચૂકવતી વખતે રૂ. ૨૦૫ કરોડ આપવા પડયા. ૧૯૨૧ના એપ્રિલ માસથી તો હૂંડિયામણનો દર ૧ શિ. ૩ પે. જેટલો નીચે ઊતરી ગયેલો હોવાથી ૧૯૨૧–૨૨માં રૂ. ૧૫૩ કરોડ અને ૧૯૨૨–૨૩માં રૂ. ૧૪૦ કરોડ જેટલી આયાત નોંધાઈ છે તે માલના ઓર્ડરો તે વર્ષોમાં નહિ જ

મુકાયલા. એના ઓર્ડરો તો ૧૯૧૯--૨૦ એટલે કે જ્યારે હૂંડિયામણનો દર અનુકૂળ હતો ત્યારે જ મુકાયેલા, પણ તે ૧૯૨૧–૨૨ અને ૧૯૨૨--૨૩માં પુષ્કળ આનાકાની અને તકરાર કર્યા પછી છોડાવેલો.

લડાઈ પહેલાં ઈંગ્લંડ સાથેના વેપારમાં દર વર્ષે રૂ. ૩૩ કરોડની ખોટ જતી. પણ ૧૯૨૦–૨૧ માં તેને ખોટના રૂ. ૧૪૭ કરોડ, ૧૯૨૧–૨૨માં રૂ. ૧૦૭ કરોડ અને ૧૯૨૨–૨૩માં રૂ. ૭૦ કરોડ ભરવા પડયા. આ ત્રણ વર્ષમાં હિંદને હૂંડિયામણની ગુલાંટોના કારણે રૂ. ૨૨૫ કરોડની વધારે ખોટ ભરવી પડી (૧૪૯+ ૧૦૭+૭૦=૩૨૪. ૩૨૪–(૩×૩૩)=૨૨૫).

## બીજા દેશોને અંગે ખોટ

આ સમય દરમિયાન ઉપરના જ કારણે યુનાઇટેડ કિંગ્ડમ સિવાયના બીજા દેશો સાથેના વેપારમાં પણ ખોટ ગઈ. આ ખોટનો આંકડો ૧૯૨૦–૨૧ અને ૧૯૨૧–૨૨ નાં બે વર્ષમાં ઉપરની ગણતરીએ લગભગ રૂ. ૬૬ કરોડનો થાય છે. આ રીતે હિંદને કુલ રૂ. ૨૯૧ કરોડ (૨૨૫+૬૬) વધારે જોડવા પડયા.

## આ ભયંકર ખોટ માટે કોણ જવાબદાર છે?

હિંદના વેપારીએ લડાઈ પછી આટલા બધા માલના ઑર્ડર મૂકયા તે શું એનું અવિચારી સાહસ હતું? શું તેણે સટ્ટો ખેલ્યો હતો? 'ઇન્ડિયા ૧૯૨૩–૨૪ 'માં પા. ૧૪૮ ઉપર લખ્યું છે કે લડાઈ પહેલાંના ધોરણ કરતાં તે વર્ષે આખી દુનિયામાં વસ્તુઓની કિંમત ૯૦ ટકા વધી હતી. મૅનચેસ્ટરના કાપડની કિંમત ૧૭૦ ટકા વધી હતી. જ્યારે હિંદની ખેતીની પેદાશની કિંમત માત્ર ૩૦થી ૪૦ ટકા વધી હતી. 'ઇન્ડિયા ૧૯૨૬–૨૭'માં પા. ૧૯૩ ઉપર લખ્યું છે કે આગલે વર્ષે મૅન્ચેસ્ટરના કાપડની કિંમત ૧૧૦ ટકા વધારે હતી. આ જસૂચક સંખ્યા પ્રમાણે ગણીએ તો ૧૯૧૯થી ૧૯૨૧ સુધીનાં બે વર્ષમાં ઇંગ્લંડના માલની કિંમતો સામાન્ય રીતે ૧૩૦ ટકા વધારે હતી (૧૭૦+૯૦÷૨). આ

ઉપરથી જણાય છે કે હિંદના વેપારીએ ૧૯૧૯ અને ૧૯૨૦માં વધારે પડતા માલના ઑર્ડર મૂકયા એ દલીલ સાચી નથી. તે એવું માનતો હતો કે પોતે જેટલો માલ મંગાવે તેની કિંમતના પહેલાં જેટલા રૂપિયા થતા એથી અર્ધા જ રૂપિયા તેને આપવા પડશે અને ઉપરાંત એ બાબત પણ એ જાણતો હતો કે, લડાઈ પહેલાં એક પાઉંડમાં જેટલો માલ મળતો હતો તેના કરતાં અર્ધો જ માલ આ વખતે એક પાઉંડમાં મળવાનો છે. પોતે પહેલાં જેટલી ગણતરી કરી હતી તેના કરતાં બમણી રકમ થઈ તોપણ ઘણાખરા માલ મંગાવનારાએ તે ચૂકવી. બહુ જ થોડા વેપારીઓ નાણાં ન ચૂકવી શકયા. હજારો પ્રામાણિક માણસોએ સોદા કબૂલ રાખ્યા, પણ બહુ જૂજ માણસો ડૂબ્યા તેનો ભારે ઉહાપોહ થયો. આ થોડા ડૂબનારાઓનો માલ બેંકોએ વેચી માર્યો. આ માલ ધૂળને ભાવે વેચાયો અને તે ખરીદનારા ફેરિયાઓએ તેને ઘણા જ સસ્તા ભાવે વેચવા માંડયો. આને લીધે જેમણે માલ છોડાવી લીધો હતો તેમના માલની કિંમતો બેસી ગઈ. તેમણે વર્ષો સુધી માલ ભરી રાખ્યો; માલ દુકાનોમાં બગડયો, મૂડીનાં વ્યાજ આપવાં પડયાં અને છતાં અંતે તો ભયંકર નુકસાન ખમીને તે વેચવાનો વખત આવ્યો.

## આપણા વાલીઓ ?

જયારે કોઈ વાલી આશ્રિત સાથે વેપાર કરે (જો કે ઇંગ્લંડના કાયદા પ્રમાણે તો તેનો નિષેધ છે) અને પરિસ્થિતિ એવી ઊભી થાય કે વાલીને આશ્રિતના ભોગે જબરો લાભ થાય તો ઇન્સાફની દૃષ્ટિએ વાલી શકપાત્ર મનાય છે અને તેની પાસે કારણ મંગાય છે અથવા પોતાને થયેલો લાભ આશ્રિતને સોંપી દેવો પડે છે. આમ ન કરે તો તેનું વાલીપણું ખૂંચવી લેવામાં આવે છે. તો હવે આપણે ૧૯૧૯–૨૦ અને ૧૯૨૦–૨૧ માં હૂંડિયામણના

દરમાં થયેલી ભરતી ઓટમાં વાલીનો હિસ્સો કેટલો છે તેનો વિચાર કરીએ.

### આ નુકસાન માટે સરકાર જવાબદાર છે ?

હિંદુસ્તાનની સરકારે દર વર્ષે ઇંગ્લંડને ' હોમ ચાર્જિસ ' તરીકે રૂ. ૨૭ કરોડ (૨ કરોડ પૌંડ) કરતાં વધારે રકમ ભરવાની હોય છે. આ ખર્ચો જરૂરનાં છે કે બિનજરૂરી એનો આપણે અહીં વિચાર નહિ કરીએ. જો રૂપિયાની કિંમત એક પેન્સ ઓછી થાય તો સરકારે એકદમ રૂ. ૨ કરોડ જેટલી રકમ વધારે ભરવી પડે. આથી સરકારની દાનત હમેશાં રૂપિયાની કિંમત ન ઘટાડવા તરફ હોય છે. લડાઈ દરમિયાન આ ચિન્તા વધારે હતી, કારણ કે તે વખતે બ્રિટિશ તેમ જ મિત્રરાજ્યો મોટા પ્રમાણમાં હિંદુસ્તાનમાંથી માલ ખરીદતાં હોવાથી અહીંથી જેટલા રૂપિયાનો માલ ખરીદે તેના બદલામાં આપવા પડતા પાઉંડની રકમ હૂંડિયામણનો દર જેટલો ઊંચો જાય તેટલા પ્રમાણમાં વધારે આપવાની થતી. આ હૂંડિયામણનો દર ટકાવી રાખવા માટે આપણી સરકાર આપણો સોનાનો જથો ઇંગ્લંડમાં હિંદી વજીર પાસે રાખે છે. આ તો જાહેરમાં આપવામાં આવતું કારણ છે.

### હિંદની ઇંગ્લંડમાં અનામત

અનામત બે જાતની છે. એકને ' સોનાના ધોરણનું અનામત ' કહે છે. આ ભંડોળ રૂપિયામાં ૧૬ આનાની કિંમતની ચાંદી ન હોવાના કારણે જે નફો થાય છે તેમાંથી ઉદ્ભવેલું છે. બીજાને ' ચલણુ અનામત ' કહે છે. સરકાર તરફથી બહાર પાડવામાં આવતી દરેક ચલણી નોટ, એ જ્યારે તેનાં રોકડ નાણાં માગવામાં આવે ત્યારે રોકડ આપવાની એક હૂંડી છે. અને તેથી આવી નોટનાં નાણાં જ્યારે માગવામાં આવે ત્યારે આપી શકાય તે માટે સરકાર જ્યારે નોટ બહાર પાડે ત્યારે એટલી જ કિંમતનું સોનું તેણે

અનામત રાખવું જોઈએ, કારણ નોટો પાડવાથી સરકારને એટલી કિંમતનો સોનાનો અવેજ મળે જ છે.

લડાઈ દરમિયાન યુદ્ધમાં ઊતરેલા દરેક દેશે પોતાનું સોનું સાચવી રાખવાનો પ્રયત્ન કરેલો. ઇંગ્લંડે કઈ રીતે સોનું સાચવેલું તે જોઈએ. યુદ્ધની શરૂઆતમાં હિંદુસ્તાનની સરકારે એવું માનવાની ભૂલ કરી કે સોનાની કિંમત વધી જશે. પરિણામે રૂપિયાની કિંમત ઘટશે. આથી તેણે 'રિવર્સ કાઉન્સિલ બિલ્સ' કાઢ્યાં એટલે કે તેણે ઇંગ્લંડમાં આપણું સોનું વેચ્યું અને હિંદમાં રૂપિયા મેળવ્યા. આમ કરવા માટે ૭૩/૪ કરોડનાં બિલ કાઢવામાં આવ્યાં હતાં. પરંતુ સરકારની ગણતરીથી ઊલટી જ રીતે અને ઉપર જણાવેલાં કારણોને લીધે, હૂંડિયામણનો દર તો વધતો ગયો. 'ઇન્ડિયા ૧૯૧૭–૧૮' ના પાના ૭૨ ઉપર લખ્યું છેઃ "થોડા વખત માટે આવેલી આ અશ્રદ્ધા—જે તરત જ દૂર થઈ—તેને પરિણામે ૧૪૦ લાખ પાઉંડના દેવાનો વારસો મળ્યો."

જે દેશની તરફેણમાં વેપારનું નમતું પાસું હોય તેનાં નાણાંની કિંમત વધે છે. લડાઈ દરમિયાન હિંદની ખેતીની નીપજ, ખોરાકની ચીજો, ચામડાં વગેરેની યુનાઇટેડ કિંગ્ડમ તથા મિત્રરાજ્યોને પુષ્કળ જરૂર હતી. બીજી બાજુ વહાણવટાની મુશ્કેલીને લીધે હિંદમાં આયાત થતા માલનો જથો મોટા પ્રમાણમાં ઘટયોઃ હિંદે ઇંગ્લંડને રૂ. ૩૦ કરોડ 'હોમ ચાર્જિસ' તરીકે આપવાના છે એ ગણતરીમાં લેતાં પણ વેપારનું પાસું હિંદના લાભમાં ઠીક નમ્યું. બીજાને પૈસા મોકલવા માટે હિંદે સોનું ખોળવાનું નહોતું, પણ બીજા દેશોને હિંદ પૈસા મોકલવા માટે રૂપિયા ખોળવા પડયા. આ સ્થિતિમાં ચાંદીની કિંમત વધવી જોઈએ. પણ હિંદમાં જ ચાંદી અને રૂપિયાની તાણ એટલી વધી પડી કે એનાં કારણો વેપારના નમતા પાસા સિવાયનાં બીજાં જ હોવાં જોઈએ. ૧૯૧૨–૧૩ અને ૧૯૧૩–૧૪ માં પણ ૧૯૧૬–૧૭ અને ૧૯૧૭–૧૮ ના જેવું જ વેપારનું નમતું પાસું હતું. પણ લડાઈ દરમિયાન જેવી

રૂપિયાની તાણુ પડી એવી તાણુ તે વખતે જરા પણુ ભોગવવી પડી ન હતી.

## લડાઈ દરમિયાન ચાંદીની તાણુનાં ખરાં કારણો

'ઇન્ડિયા ૧૯૧૭–૧૮' માં પા. ૧૭ ઉપર આપણે જોઈએ: "હિંદુસ્તાને લડાઈનાં ઘણાં કામ માટે પૈસા આપવાની તેમ જ બધી જાતના ખાદ્ય પદાર્થો અને દારૂગોળા મોટા જથામાં નિકાસ કરવાની જવાબદારી ઉપાડેલી. એ ખરું છે કે તે માટે તેને લંડનમાં પૈસા મળતા. પણુ ઇંગ્લંડથી પૈસા મોકલવાની અડચણુને કારણે હિંદને પોતાને જ પૈસા ખોળવા નીકળવું પડયું. ૧૯૧૮ના મહેસૂલી વર્ષ દરમિયાન હિંદે શાહી સરકારના વતી પાઉંડ ૧૧ કરોડ ખર્ચ્યાં હતા." કે. ટી. શાહના 'સિકસટી ઇયર્સ ઓફ ઇન્ડિયન ફિનૅન્સ', પા. ૩૬૧ ઉપર લખ્યું છે કે 'હોમ ચાર્જિસ'ની રકમ બાદ કર્યા પછી પણુ ઇંગ્લંડે હિંદને નીચેની વિગતે રકમો આપવાની હતી:–

| | |
|---|---|
| ૧૯૧૫–૧૬ | પા. ૧૯૦ લાખ |
| ૧૯૧૬–૧૭ | ૩૮૫ ,, |
| ૧૯૧૭–૧૮ | ૭૩૩ ,, |
| ૧૯૧૮–૧૯ | ૮૦૦ ,, |
| કુલ | ૨૧,૦૮ લાખ |

જ્યારે એક ત્રાહિત ઘરાક ત્રાહિત વેપારી પાસેથી માલ ખરીદે ત્યારે કેવી રીતે પૈસા ચૂકવે છે? ઇંગ્લંડે યુનાઇટેડ સ્ટેટ્સમાંથી જે માલ ખરીદેલો તે બદલ તેણે શરૂઆતમાં સોનું આપ્યું, પછીથી બ્રિટિશ સરકાર તેમ જ પ્રજા પાસે અમેરિકન જામીનગીરીઓ હતી તે પાછી આપી અને તેની પણુ પછી યુનાઇટેડ સ્ટેટ્સના ઠરાવેલા દરે ઇંગ્લંડે ત્યાંથી જે લોન ઊભી કરી તેની રકમમાંથી પૈસા ચૂકવ્યા. (અ. કાલેનું 'ઇંડિયન ઇકૉનૉમિકસ, પા. ૩૦૨)

આમ ન થયું હોત તો અમેરિકા પોતાનો માલ વેચવા ના પાડત. આવો સીધો વ્યવહાર ઇંગ્લંડે હિંદમાં કરેલી ખરીદીના સંબંધમાં નહોતો રખાયો; કારણ કે બન્ને દેશોની સરકારો બ્રિટિશ હતી. અને હિંદમાંથી ઇંગ્લંડ માટે વિના મૂલ્યે અથવા તો ઉધારે માલ મેળવવાની જ તેમની મુખ્ય નેમ હતી.

## હિંદની લડાઈઓમાં ઇંગ્લંડે હિંદને કદી મદદ કરી નથી

એમ કહી શકાય કે ૧૯૧૪–૧૮ નું યુદ્ધ કે જે કાંઈ હિંદના લાભ માટે નહોતું લડવામાં આવ્યું અથવા જે ઉપાડવામાં હિંદનો મત કે અભિપ્રાય મંગાયો નહોતો તેમાં ફાળો આપવા માટે હિંદને કાયદા કે નીતિનું બંધન નહોતું. હિંદની બધી લડાઈઓ, જેમાંની ઘણીખરી તો હિંદી સરકારે ગ્રેટબ્રિટનના હિતની દૃષ્ટિએ વહોરી હતી, તેમાં ઇંગ્લંડ તરફથી ગ્લેડસ્ટનના પ્રધાનપણા દરમિયાન ૧૮૭૯–૯૦ના અફઘાન યુદ્ધ વખતે અપાયલા પાઉંડ ૫૦ લાખ સિવાય બીજી એક પાઈની મદદ મળી નથી. (કે. ટી. શાહનું પુસ્તક, પા. ૩૭૯)

## ઇંગ્લંડ પૂરાં નાણાં ચૂકવતું નથી અને જે ચૂકવે છે તે કાગળિયાંના રૂપમાં

હિંદની સરકારે ઇંગ્લંડ માટે હિંદમાંથી ખરીદેલા માલની કિંમત ઇંગ્લંડમાં વસૂલ કરનાર હિંદી વજીરે જાહેર કર્યું હતું કે, વહાણવટાની મુશ્કેલીને લીધે, તેનાથી નાણાં હિંદ મોકલી શકાય એમ નથી; જો કે અમેરિકા તો મોકલી શકાતાં જ હતાં. હિંદનાં નાણાં તેણે ઇંગ્લંડની બેંકોમાં હિંદને ખાતે જમા મૂકયાં. જે વખતે ઇંગ્લંડ માટે જ ખરીદેલા માલના પૈસા ચૂકવવાને હિંદની સરકારને ભારે મુશ્કેલી નડતી હતી, તે જ વખતે ઇંગ્લંડની બેંકો હિંદના પૈસાથી ભરચક હતી અને તેનો ઉપયોગ ઇંગ્લંડની સગવડો અને લાભાર્થે કરાતો હતો. (અ. કાલેનું 'ઇન્ટ્રોડક્શન ટુ ધિ સ્ટડી ઓફ ઇંડિયન ઇકોનોમિક્સ", પા. ૩૨૯)

સરકારી પ્રકાશન ' ઇન્ડિયા–૧૯૧૭-૧૮ 'નાં પા. ૭૨ અને ૭૩ ઉપર જણાવ્યું છે કે યુદ્ધની શરૂઆતમાં સરકારને અશ્રદ્ધા હોવાને લીધે ખોટી અને દુઃખદાયક રીતે ' રિવર્સ કાઉન્સિલ બિલ ' કઢાયાં જેના પરિણામે પાઉંડ ૧૪૦ લાખના દેવાનો વારસો મળ્યો. ૧૯૧૫ની શરદ્ ઋતુમાં પહેલા ઉત્પાતની અસર તો ચાલી ગઈ. હિંદના માલની માગણી થવા માંડી. “ આને લીધે લંડનમાં નાણાં ઉછીનાં નહિ લેવાની નીતિ ચાલુ રાખવાનું શક્ય બન્યું, એટલું જ નહિ પણ હિંદમાં વધારાના કર નાખવાનું પણ શક્ય બન્યું. આ મુજબ ૧૯૧૬-૧૭ના બજેટમાં આયાત જકાત–સુતરાઉ કાપડની મુખ્ય બાબત સિવાય બીજાની બાબતમાં–ના દર ફરીથી નક્કી થયા, પાટ અને ચા ઉપર નવા કર નંખાયા, મીઠાના વેરામાં થોડો વધારો થયો, અને આવકવેરાના ક્રમિક રીતે વધતા એવા દર નક્કી કરવામાં આવ્યા. આને લીધે લડાઈના ખર્ચમાં સીધો ફાળો આપવા હિંદની મુરાદ હતી (ક્યારે ?) તે બર લાવવા જેટલી તેનામાં શક્તિ આવી. “ અને આ રીતે હિંદ પાઉંડ ૧૦ કરોડ, જે રકમ વાર્ષિક કુલ ઉપજ કરતાં પણ વધી જાય છે, તે ભેટ ધરવાને શક્તિમાન (?) બન્યું.”

હિંદમાં કરનો બોજો હદ બહારનો ન હતો ? પૈસા આપવાની વાત કોણે કરી ? અને તેમ કરવાનાં સ્વપ્નાં કોને આવતાં હતાં ? હિંદના વાલીઓને જ. ધારાસભામાં બેઠેલાં પૂતળાંથી તેમની ઇચ્છા હોય તોપણ એની વિરુદ્ધ મત આપી શકાય એમ ન હતું. આમ થયું એટલે આપણી લેણી રકમમાંથી માત્ર ( પાઉંડ ૨૧૦૦–૧૦૦૦ લાખ= ) પાઉંડ ૧૧૦૦ લાખ જ ચૂકવવાના બાકી રહ્યા.

હવે આ રકમો હિંદે ઇંગ્લંડને આપવાની શી જરૂર હતી ? સદા જાગ્રત અને તટસ્થ એવા હિંદી વજીરના કબજામાં આપણી બન્ને અનામતોનાં નાણાં સુરક્ષિત નહોતાં ?

### સોનું પણ ગરમીથી વરખ થઈ ઊડી જાય છે

હિંદની અનામતો હિંદની પોતાની હકુમત નીચે તો નહિ જ પરંતુ તેની નજર તળે અને તેના ઉપયોગ સંબંધી ટીકા કરી શકાય એવી રીતે હિંદમાં રાખવાનો હિંદનો હક્ક અને માગણી ઇંગ્લંડે હઠપૂર્વક નામંજૂર કર્યા કરી છે. નિષ્ણાતો અને કમિશનોએ જાહેર કર્યું છે કે, ભલે પહેલાં એવો હેતુ ન હોય તોપણ આજે હૂંડિયામણના દરને કાબૂમાં રાખવા અનામતો વાપરી શકાય, એ દૃષ્ટિએ લંડન જ વધારે અનુકૂળ જગા છે. જૂનાં કારણો હવે નથી રહ્યાં, પરંતુ લડાઈના પરિણામે આપણા સોનાના નવા ઉપયોગો અથવા નવાં આકર્ષણો ઊભાં થયાં છે.

### આકર્ષણો

જ્યારે કોઈ ખરીદનાર માલ લે ત્યારે તેનાં નાણાં તે જ વખતે ચૂકવવાનાં હોય છે. પણ હિંદની સરકારે તો ઇંગ્લંડ માટે માલ ખરીદવાનું નાણાંની અગાઉથી જોગવાઈ કર્યા સિવાય જ નક્કી કર્યું. પારણામે હિંદમાં ચાંદીની તાણ પડી. 'ઇન્ડિયા ૧૯૧૭–૧૮' ના પા. ૭૮ ઉપર જણાવ્યું છે: "૧૯૧૭–૧૮ અને ૧૯૧૮–૧૯ નાં પાછલાં બે મહેસૂલી વર્ષો દરમિયાન હિંદને રૂ. ૭૦ કરોડ જેટલી રકમનું નવું નાણું પાડવું પડ્યું." આને પરિણામે હિંદને ભારે ખોટ ગયેલી; કારણ કે હિંદમાંથી માલની ખરીદ થતી હોવાને કારણે ૧૯૧૪માં ચાંદીનો ભાવ ઔંસના ૨૭$\frac{1}{2}$ પેન્સ હતો તે વધીને ૧૯૧૯માં ૪૭$\frac{1}{2}$ પેન્સ થયેલો; જ્યારે નવું નાણું પાડવાને કારણે લંડનનું 'સોનાના ધોરણનું અનામત' વધી ગયેલું અને પરિણામે ઇંગ્લંડને તેનો લાભ મળેલો. હિંદની સરકારની ચાંદીની જરૂરિયાત જોઈ લઈને અમેરિકાના સટ્ટાખોરોએ ચાંદીના ભાવ ઊંચા કરી મૂક્યા. આપણી સરકારે યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને વિનંતિ કરી કે, તમારા અનામત ભંડોળમાંથી અમને ચાંદી આપી આ સટ્ટાનો

વિરોધ કરો. લડાઈ દરમિયાન હિંદી સરકારે યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર પાસેથી ૫૩.૮ કરોડ ઔંસ ચાંદી ખરીદી અને તેમાંની કેટલીક તો ' ઓછા દરથી." (' ઇન્ડિયા ૧૯૧૭-૧૮ ' પા. ૭૯) આ રીતે લડાઈ દરમિયાન પુષ્કળ ઉપયોગની અને કીમતી ચીજો વેચનાર હિંદને ચાંદી માટે ભીખ માગવા નીકળવું પડયું; કારણ કે ઇંગ્લંડ પોતે ખરીદેલા માલના બદલામાં થોડી જ રકમ અને તે પણ કાગળ ઉપર જ ચુકવવાને તૈયાર હતું. 'સોનાના ધોરણના અનામત' માંથી હિંદી વજીરે (લડાઈ દરમિયાન ' બ્રિટનના ') બ્રિટિશ જામીનગીરીઓમાં પાઉંડ ૨૬૦ લાખ રોકયા અને પાઉંડ ૬૦ લાખ તો માગીએ ત્યારે આપવાના એ શરતે લંડનમાં ધીર્યા. ૧૯૧૮ના માર્ચની ૩૧ મીએ અનામતની રકમ પાઉંડ ૩૪૦ લાખ હતી, પણ થોડા જ માસમાં તેનાં કાગળિયાં થઈ ગયાં.

હવે બીજી અનામતની વાત. ૧૯૧૪માં હિંદુસ્તાનમાં રૂ. ૬૬ કરોડની ચલણી નોટો ફરતી. આ બદલ માત્ર રૂ. ૧૪ કરોડ એટલે કે ૨૦ ટકા પૂરતી જ જામીનગીરીઓ હતી (હિંદમાં રૂ. ૧૦ કરોડની અને ઇંગ્લંડમાં રૂ. ૪ કરોડની). બાકીના બદલ સોનું રખાયું હતું. તે વખતે જે કાયદાથી કામ ચાલતું તે મુજબ આથી વધારે રકમ જામીનગીરીમાં ન રોકી શકાય. લડાઈ દરમિયાન એક પછી એક નવા કાયદા પસાર કરીને હિંદી સરકારને રૂ ૧૦૦ કરોડ સુધીની રકમ જામીનગીરીમાં રોકવાની સત્તા અપાઈ હતી.

૧૯૧૮માં રૂ. ૧૭૯ કરોડની ચલણી નોટો થઈ હતી. આ બદલ મુકાયલી રકમમાંથી હિંદી વજીરે રૂ. ૮૯.૫ કરોડ એટલે કે તેને કાયદાથી વધારેમાં વધારે સત્તા હતી તેટલી રકમ બ્રિટિશ જામીનગીરીમાં રોકી હતી. ૧૯૧૪માં હિંદમાં રૂ. ૧૦ કરોડ રોકયા હતા. આ રીતે જામીનગીરીમાં રોકયાની કુલ રકમ રૂ. ૯૯.૫ કરોડ થતી હતી; જયારે ચલણમાં ગયેલી નોટોની રકમ રૂ. ૧૭૯ કરોડ હતી—એટલે કે જામીનગીરીમાં કુલ ચલણના અનામતની

૫૬ ટકા રકમ રોકાઈ હતી (અ. કાલેનું 'ઇંડિયન ઇકોનોમિકસ' પા. ૨૮૯). ઈંગ્લંડમાં રકમ મુખ્યત્વે 'બ્રિટિશ ટ્રેઝરી બિલ્સ'માં રોકાઈ હતી ( ૧શરાઝનું પુસ્તક પા. ૨૬૩ ). હિંદી વઝીરે અનેક યુકિતપ્રયુકિતઓ કરીને બ્રિટિશ જામીનગીરીમાં લગભગ રૂ. ૧૫૦ કરોડ એટલે લગભગ પાઉંડ ૧૦.૬ કરોડ રોકયા ( અ. કાલેનું પુસ્તક પા. ૩૨૯ ). આ રીતે ઇંગ્લંડે હિંદુસ્તાનને ખરીદેલા માલની કિંમતના પાઉંડ ૧૧ કરોડ આપવાના હતા. હિંદી વઝીરની જાદુઈ લાકડીથી આ બન્નેનો છેદ ઊડી ગયો.

## ઇંગ્લંડ મુકત થયું જ્યારે હિંદ વધારે સંડોવાયું

આ રીતે ખરીદેલા માલની કિંમત ચુકવવાને લીધે ખાલી થયેલી હિંદી સરકારની તિજોરીનાં ખાનાં ભરવાને માટે ઇંગ્લંડથી કાંઈ આવ્યું નહિ. ઈંગ્લંડ પાસેથી તરત લઈ શકાય એવાં નાણાંમાંથી ૧૦.૬ કરોડ પાઉંડ તો ત્યાં રોકાઈ ગયા. આમ ઇંગ્લંડની મુશ્કેલી ટળી, પણ હિંદની વધી. હિંદી સરકારને માથે હિંદમાં માલ વેચનારને પૈસા ચુકવવાની જવાબદારી હોવા ઉપરાંત રૂપિયાની કિંમત પાઉંડમાં વધી ન જાય એ તરફ પણ ધ્યાન આપવાનું હતું. જેટલા પ્રમાણમાં હૂંડિયામણ વધે એટલા પ્રમાણમાં યુનાઇટેડ કિંગ્ડમ અને મિત્ર-રાજ્યોને હિંદનો માલ મોંઘો પડે. હિંદુસ્તાન માટે પૈસાદાર થવાની આ તક હતી તેની પરવા હિંદી વઝીરને ન હતી. આથી હિંદ લડાઈને લીધે જરા પણ લાભ ઉઠાવી શકયું નહિ.

હિંદી સરકારે નીચેનાં કૃત્રિમ તેમ જ હિંદના હિતને આડે આવનાર સાધનો વાપર્યાં. ( જુઓ અ. કે. ટી. શાહનું પુસ્તક પા. ૪૧૩)

(૧) હિંદમાંથી માલ નિકાસ કરનારાઓને હિંદી સરકારની પરવાનગી મેળવ્યા સિવાય અથવા તો પૂરેપૂરી જામીનગીરી લીધા સિવાય સગવડી લોન ન આપવાની હિંદી બેંકોને સૂચનાઓ આપવામાં આવી.

(૨) કેટલાક માલની નિકાસ કરવાની મનાઈ કરવામાં આવી
(૩) આગળ જતાં સરકારે સોનાની આયાત માટેનો કાયદો ( ગોલ્ડ ઇમ્પોર્ટ ઍકટ) પસાર કરીને ખાનગી માણસો મારફતે હિંદમાં સોનું આવતું અટકાવ્યું

## હિંદ માટેના સોનાનું અન્ય સ્થળે વેચાણ

પાઉંડ ૧૨ કરોડથી પણ વધારે રકમનું સોનું જાપાન અને યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી હિંદમાં આવવાનું હતું તે સરકારે લઈ લીધું અને તેના બદલામાં એટલા પાઉંડની નોટો આપી. ('ઇન્ડિયા ૧૯૧૭-૧૮' પા. ૭૬.) આ રીતે ઇંગ્લંડ માટે બચાવી શકાય એટલું સોનું બચાવવામાં આવ્યું, જ્યારે હિંદના હક્કનું સોનું તથા રૂપું તેને ન અપાયું. લડાઈ દરમિયાન નીચેના તટસ્થ દેશોનાં સોનાનાં અનામત નીચે પ્રમાણે વધ્યાં:–

| | | | |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | પાઉંડ ૨૫ | કરોડ | જેટલું |
| સ્પેન | ૭ | ,, | ,, |
| નેધર્લૅંડ | ૪.૩ | ,, | ,, |
| સ્કૅન્ડિનેવિયા | ૪ | ,, | ,, |
| સ્વિટ્ઝર્લૅંડ | ૧ | ,, | ,, |

જ્યારે હિંદ કે જેને લગભગ તટસ્થ દેશ ગણાવાનો હક્ક હતો તેના અનામતમાં લડાઈ પહેલાં અને પછી માત્ર નીચેના વધારા થયા હતા:

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯૦૩-૦૪ | અને | ૧૯૦૮-૦૯ | વચ્ચે | પા. ૪.૩ | કરોડનો | વધારો |
| ૧૯૦૯-૧૦ | ,, | ૧૯૧૩-૧૪ | ,, | પા. ૮.૩ | ,, | ,, |
| ૧૯૧૪-૧૫ | ,, | ૧૯૧૮-૧૯ | ,, | પા ૨.૫ | ,, | ,, |

## લડાઈ પછી

યુદ્ધ પછી હિંદી વજીરે ખાસ પ્રયત્ન કરી હૂંડિયામણનો દર સ્થાયી રાખવાનું કાંઈ કારણ ન હતું. હૂંડિયામણનો દર વધે તો

ઇંગ્લંડમાંથી માલની નિકાસ વધારે કરી શકાય. ઇંગ્લંડ તો પુષ્કળ દેવાદાર હતું. અને તેથી તેણે પોતાનું દેવું જલદી વાળી શકાય તે માટે બને એટલો વધારે માલ વેચવો જોઈએ. લડાઈ પછી યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર ચાંદીના ભાવમાં થનારો વધારો અટકાવવા જેટલી 'ઉદાર' ન થઈ. આપણાં અનામતમાં પણ હિંદ પાસે પહેલાં ચાંદીનો સારો જથો હતો. અને તે વેચીને ચાંદીનો ભાવ કાબૂમાં રાખી શકાત. હિંદમાં જો સોનાનું ધોરણ અને ચલણ રાખ્યાં હોત તો ચાંદીના ભાવની કિંમત આપોઆપ નક્કી થઇ શકત.

## પણ આપણાં સોનું ચાંદી છે ક્યાં?

આપણું અનામત સોનાના રૂપમાં નહોતું, પણ ઘટતી જતી કિંમતની જામીનગીરીઓમાં હતું. વળી મજબૂત અને આકરાં પગલાં લેવાની કોઈની તૈયારી ન હતી. લડાઈ પૂરી થતાં હૂંડિયામણનો દર એકદમ કૂદકા મારીને આગળ જણાવ્યું છે તેમ ૨ શિ. ૧૦ પે. પહોંચી ગયો. આમ થવાને લીધે હિંદના વેપારીઓ અને હિંદની પ્રજાને જે ખોટ સહન કરવી પડી તેનું કારણ હિંદી સરકારના કાબૂમાં ન આવી શકે એવી કાંઇ યુદ્ધની ઉથલપાથલો ન હતી, પણ હિંદની તેમ જ ગ્રેટબ્રિટનની સરકારનાં કાર્યો જ હતાં.

## હિંદની ત્રીજા ભાગની દોલત ત્રણ વર્ષમાં ઊડી ગઈ

પરદેશી ટીકાકારો, જાણે તેમના દેશે બીજાને દયાદાન કરી દીધું હોય એમ, હિંદ સોનું ગળી ગયું એવી ફરિયાદ કરે છે. ૧૮૭૩ અને ૧૯૧૮ ના ગાળામાં દુનિયામાં પાઉંડ ૨૩૩ કરોડની કિંમતનું સોનું નીકળ્યું હતું. આમાંથી હિંદે પાઉંડ ૨૫.૧ કરોડની કિંમતનું એટલે કે આઠમા ભાગ કરતાં ઓછી કિંમતનું સોનું ખપાવ્યું (ફિન્ડલે શિરાઝનું 'ઇંડિયન ફિનૅન્સ ઍન્ડ બૅન્કિંગ' પા. ૪૪૯, ૪૫૦ અને ૪૬૪). આ મુજબ હિંદમાં સોનાની વાર્ષિક ખપત પાઉંડ ૫૫ લાખની એટલે કે રૂ. ૮ કરોડની કિંમતની હતી.

૧૮૭૩ થી ૧૯૧૮ દરમિયાન હિંદે પાઉંડ ૩૪.૬ કરોડની કિંમતની ચાંદીની આયાત કરી. (શિરાઝનું પુસ્તક પા. ૪૫૬ અને ૪૫૭) ૧૮૭૩ થી ૧૯૧૮ દરમિયાન હિંદની સોનામાં કુલ આવક પા. ૨૫+ પા. ૩૫=પા. ૬૦ કરોડ એટલે કે રૂ. ૯૦૦ કરોડથી ઓછી હતી. ઉપર જણાવેલું રૂ. ૩૦૦ કરોડનું નુકસાન ૧૮૭૩ની સાલથી હિંદની જે દોલત હતી તેનો ત્રીજો ભાગ થાય. કરોડો માણસોના હાથમાંથી પસાર થતાં સોનાને જે ઘસારો લાગે કે ખોવાય તેથી થતું નુકસાન તો આમાં ગણતરીમાં પણ નથી લીધું. આ ઉપરથી આપણાં મોટાં શહેરોમાં ધીકતો વેપાર ચાલતો હોવા છતાં હિંદ શા માટે ગરીબાઈમાં સડયા કરે છે એનું કારણ સમજી શકાય છે. આ ખોટ તેમ જ લડાઈનાં દેવાં ઉપર દર વર્ષે વ્યાજ તરીકે ભરવી પડતી રૂ. ૨૦ કરોડ જેટલી રકમ એ અત્યારની મંદીનાં કારણ છે.

## કીમતી ધાતુની વાર્ષિક આયાત

આ બધી ટીકા થતી હોવા છતાં કોઈ મારી મચડીને એવી દલીલ કરી શકે કે, આ બ્રિટિશ સરકારનાં અસ્તિત્વ તથા શાંતિ અને વ્યવસ્થાને લીધે જ હિંદ દર વર્ષે રૂ. ૩૦ થી ૪૦ કરોડની કીમતી ધાતુપર દેશથી લાવે છે. (ઇંડિયા ૧૯૨૬–૨૭ પા. ૨૧૩ આકૃતિ.) ૧૯૨૦–૨૧ અને ૧૯૨૧–૨૨ નાં સંકટગ્રસ્ત વર્ષોમાં આ આયાત શૂન્ય હતી. હિંદે દુનિયાના બીજા દેશોમાંથી કુલ મંગાવેલા માલ કરતાં તેણે વધારે માલ મોકલેલો હોવાથી વધારા પૂરતી આ કીમતી ધાતુઓ આવે છે–એટલે કે એના પરદેશ સાથેના દરિયાઈ વેપારનો એ વધારો છે. હિંદની નિકાસનો અર્ધો નહિ પણ ત્રીજો ભાગ તો પાટ અને ચાનો છે. આ બધો વેપાર અંગ્રેજોના હાથમાં છે. એટલે આવતી કીમતી ધાતુમાંથી ૪૦ ટકા તેમને મળે છે અને થોડો ભાગ કંપનીઓનાં વ્યાજ અને વતન મોકલાવવાના પૈસા મારફતે ઇંગ્લંડ જાય છે.

‘ અદૃશ્ય આયાત ’

ઇગ્લંડ દર વર્ષે જેટલી કિંમતના માલની નિકાસ કરે છે તેના કરતાં વધારે કિંમતના માલની આયાત કરે છે. આને લીધે તે ગરીબ થતું જાય છે? હિંદ હમેશાં વધારે નિકાસ કરે છે. તે દરરોજ તવંગર થતું જાય છે? ના! જે દેશનું વેપારનું પાસું નમતું હોય તે સમૃદ્ધ થાય છે, એ સિદ્ધાંત હમેશ સાચો નથી. ઇંગ્લંડ પોતે વહાણવટા અને શરાફી મંડળીઓ મારફતે બીજાની સેવા કરે છે તેનો બદલો તેને કાંઇક અંશે માલના રૂપમાં એટલે કે વધારે આયાતના રૂપમાં અને કાંઇક અંશે સોનાના રૂપમાં મળે છે. એને લીધે લંડન સોનાનું બજાર બની ગયું છે. હિંદ તો પાંગળું હોવાને કારણે બીજા પાસેથી સેવા લે છે અને બદલામાં કાચો માલ આપે છે—એટલે કે વધારે નિકાસ કરે છે અને ઊભવા માટે તેને લાકડાની ઘોડીઓ ઉછીની લેવી પડે છે, તેના બદલામાં તેને સોનું આપવાનું હોય છે. જેને હિંદની ‘ અદૃશ્ય આયાત ’ કહેવામાં આવે છે તેના બદલામાં પરદેશથી આયાત કરેલી કીમતી ધાતુઓમાંથી કેટલીક તેને પાછી આપવી પડે છે. આ ‘ અદૃશ્ય આયાત’નો મોટો ભાગ મળેલી સેવાનો છે, અને તેની રકમ ચુકવવા માટે માલ નિકાસ કરવો પડે છે. વહાણવટાનું ભાડું, વ્યાજ, બહાર થતી રોકાણો, ઇગ્લંડમાં કુટુંબો માટે મોકલાતી રકમ, વીમાકંપનીઓને ભરાતાં પ્રિમિયમ વગેરે પણ આ વર્ગમાં મુકાશે. આ ઉપરથી સઘળી નહિ તો ઘણીખરી વધારાની નિકાસનું કારણ સમજાશે. ” (શિરાઝનું ‘ઇન્ડિયન ફિનેન્સ’ પા. ૫.) આપણી ઉપર ચઢી બેસવામાં જેમને મદદ મળી છે એવા હરીફોની સાથે આપણને શરૂઆતમાં રક્ષણ આપે એવી સરકાર હોય તો આ બધી સેવા આપણે આપણી જાતે જ ઉઠાવી લઇએ. આ રીતે પૂરમાં જે વધારે આવે છે તે જમીનની અંદરના પ્રવાહ મારફતે ખેંચાઇ જાય છે.

## ‘હોમ ચાર્જિસ’

આ રકમ રૂ. ૩૦ કરોડની છે. તેમાંના ૩૯ ટકા રેલવે ખાતે જાય છે. હિંદમાં આ માલ મેળવવાનો સંપૂર્ણ પ્રયત્ન થાય છે? અને ત્યાર પછી શું આ માલ સોંઘામાં સોંઘાં બજારોમાંથી ખરીદવામાં આવે છે? આ માલની ખરેખર જરૂર હોય છે? દેવ જાણે! ૨૬ ટકા લશ્કર ખાતે વપરાય છે. હિંદના બજેટમાં જે ભારે રકમ બતાવવામાં આવે છે તેના કરતાં આ રકમ જુદી જ છે. રેલવે અને નહેરો સિવાયનાં દેવાં પેટે ૨૦ ટકા હોય છે. આમાંનાં કેટલાં દેવાં અનુત્પાદક કાર્યો માટે કરવામાં આવેલાં? જો ગયું યુદ્ધ ન થયું હોત તો ઈસ્ટ ઈંડિયા કંપની અને બીજા તરફથી વારસામાં મળેલાં બધાં અનુત્પાદક દેવાંના બોજામાંથી હિંદ છૂટી શકત કારણ કે તે માટે દર વર્ષે બજેટમાં રકમ અલગ કાઢવામાં આવતી હતી. ૧૯૨૪ના બજેટમાં દેવાની રકમ વધીને નીચે પ્રમાણે થઈ હતી:

ઉત્પાદક રૂ. ૫૭૮ કરોડ ૨૯ લાખ
અનુત્પાદક રૂ. ૨૯૮ કરોડ ૭૫ લાખ
(‘સાયન્સ આફ પબ્લિક ફિનૅન્સ’ પા. ૫૫)

## હિંદ, વફાદારી તો તારા હાડમાં છે

હિંદ તરફથી યુદ્ધના દેવને જે ખુલ્લી ભેટ ધરાઈ તેનો આપણે વિચાર કરીએ. હિંદ તરફથી અપાયલી પાઉંડ ૧૦ કરોડની બક્ષીસ મોટે ભાગે હિંદમાં પા. ૭½ કરોડની વૉર લોન ઊભી કરાયલી તે મારફતે અપાઈ હતી. આ લડાઈ પહેલાં મોટામાં મોટી પાઉંડ ૩૦ લાખની જ લોન ઊભી થયેલી તેની સાથે સરખાવતાં આ રકમ ગંજાવર દેખાય છે. (‘ઇન્ડિયા ૧૯૧૭-૧૮’ પા. ૧૮ અને કાલેનું પુસ્તક, પા. ૩૪૦) આમ પૈસા રોકવાની ગરીબોને પણ સગવડ મળે તે માટે નાની રકમોનાં પોસ્ટ ઑફિસ સર્ટિફિકેટ પણ કાઢવામાં

આવેલાં. ગરીબ તેમ જ પૈસાદારે એ લોનમાં રકમો ભરી. પાઉંડ ૧૦ કરોડની લોનની પાછળ ઇતિહાસ છે. ૧૯૧૭ના જાન્યુઆરીમાં હિંદના વાઇસરોયે ઇંગ્લંડ તાર મૂકેલો કે હિંદ પૈસા ભરવા માટે તલસી રહ્યું છે! એ પરથી આ નક્કી થયું હતું. બે મહિના પછી ધારાસભાના સભ્યોના મત માટે એ રકમ બજેટમાં દાખલ કરવામાં આવી હતી. તે વખતે બજેટ ઉપર મત લેવાતા નહોતા એટલે એ રકમ કાઢી શકાય એમ ન હતું. આથી સભ્યોએ 'હા' ભણવી પડી. ( કે. ટી. શાહનું પુસ્તક પા. ૩૭૦ જુઓ ) ઠીક! પડયા ત્યારે નમસ્કાર!

આ દાન ઉપરાંત, બિનસરકારી હિંદીઓ તરફથી યુરોપના વિગ્રહમાં હિંદી લશ્કરની મદદ આપવાની અને એ રીતે મોકલેલા લશ્કરનું ખર્ચ પણ આપવાની માગણી કરવામાં આવેલી. યુદ્ધ પહેલાંના ખર્ચની સાથે સરખાવતાં ૧૯૧૪-૧૫ અને ૩૧મી માર્ચ ૧૯૧૮ નીવચ્ચે ચોખ્ખું લશ્કરી ખર્ચ પા. ૧૬૫ લાખ જેટલું વધી ગયું. આ રકમમાં ૧૯૧૮ ના સપ્ટેમ્બરમાં મોકલાવેલા પા. ૨૦૦ લાખ અથવા ૧૯૧૮ ના એપ્રિલથી સપ્ટેમ્બર સુધીના માસમાં વધેલા ખર્ચના પા. ૩૫ લાખ ઉમેરો આને લીધે લશ્કરી ખર્ચનો સરવાળો પા. ૪૧૦ લાખ એટલે કે રૂ. ૬૧½ કરોડ થશે. આની જ સાથે દીવાની વ્યવસ્થાના ખર્ચનો વધારો થયેલો તેની ગણતરી કરીએ તો સરવાળો રૂ. ૮૦ કરોડ થશે. લડાઈના દેવાને અંગે ભરવા પડતા વ્યાજની વાર્ષિક રકમ રૂ. ૨૦ કરોડ થાય છે. ( જુઓ કે. ટી. શાહનું પુસ્તક પા. ૩૭૯ થી ૩૮૧ ).

એક મિત્ર પોતાના સંકટમાં આવેલા મિત્રને મદદ કરે,—અને એ રીતે મદદ કરવા હિંદ તો તૈયાર જ હતું—તો તેની કદર રોલેટ ઍક્ટ જેવા કાયદા અને જલિયાનવાળા જેવી કતલો કરતાં બીજી જ કોઈ રીતે થાય. પરંતુ આ મદદ પ્રજા તરફથી ન ગણાય. એ તો ઇંગ્લંડને અર્થે બ્રિટિશ લોકોએ હિંદમાં ગોઠવી કાઢેલી હતી

હિંદે આપ્યું ખરું, પણ આપ્યાની કદર ન બુઝાઈ. જો હિંદ સ્વતંત્ર હોત અને પોતાની સ્વતંત્ર ઇચ્છાથી જ મદદ કરી હોત તો એવી મદદ આપવામાં અને લેવામાં ગૌરવ મનાત.

## ઉપસંહાર

સ્વાતંત્ર્ય ગમે એ જાતનું હોય પણ તેમાં વિકાસ હોય જ; જ્યારે ગુલામીમાં તો બંધિયારપણાની દુર્ગંધ જ હોય છે. પ્રેમને લીધે બન્ને પક્ષો ઊંચે ચઢે છે. એક પ્રજા બીજી પ્રજા ઉપર કોઈ પણ નામે કે બહાને આધિપત્ય ભોગવતી હોય તો નજર સમક્ષ દેખાતી લાલચોને લીધે તેનું પતન થાય અને ખુશામતભરેલી તાબેદારીને લીધે બીજાના પ્રાણ હણાય છે.

દર દશ વર્ષે પરીક્ષા બાદ ‘સુધારા’ આપવા અથવા લેવા એ કેટલું દયાજનક છે! કેટલીક અલ્પસંખ્યક કોમવાળા બેઠકો અને નોકરીઓના ટુકડા મેળવવા ખાતર હિંદના આર્થિક, ઔદ્યોગિક અને વેપારી અસ્તિત્વનાં ઊંડાં મૂળ સુધી પહોંચતા આપણા સ્વાતંત્ર્યના સ્વાભાવિક હક્કની સાધનાની આડે આવે એ કેટલું અણછાજતું છે? પોતાના ઘરની વ્યવસ્થા જાતે જ ન કરે ત્યાં સુધી કોઈ પણ રાષ્ટ્ર સુખી અને તંદુરસ્ત કેવી રીતે બની શકે? ભૂલોના અંધકારમાંથી પણ સ્વાતંત્ર્ય અજવાળું ઉત્પન્ન કરે છે. હિંદે સ્વતંત્રતા મેળવવી એટલે માનવજાતિના પાંચમા ભાગે સજીવન થવું. આથી દરેક સમજુ માણસની ફરજ છે કે માત્ર રાષ્ટ્રીય દૃષ્ટિથી નહિ, પણ માનવહિતની દૃષ્ટિથી એ સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે બને એટલું કરે.

## આભાર-નિવેદન

આ પુસ્તકથી सरस्वती ग्रन्थमालानुं બીજું વર્ષ પૂરૂં થાય છે. આ આખું વર્ષ લડતનું ગયું હોવાથી આખું વાતાવરણ એટલું ઉગ્ર રહેતું હતું કે માળાનાં પુસ્તકો નિયમિત રીતે બહાર પાડી શકાયાં નથી—જો કે માળાના મૂળભૂત હેતુને અનુરૂપ જ સાહિત્ય આપવા અમે યત્ન કર્યો છે. અને અમને શ્રદ્ધા છે કે માળાનાં પ્રથમ વર્ષનાં પુસ્તકોની જેમ આ બીજા વર્ષનાં પુસ્તકો પણ ગ્રાહકોને પસંદ પડ્યાં હશે.

આ બીજા વર્ષ માટે જે જે લેખકોએ પુસ્તકો તૈયાર કરી આપ્યાં છે તેમનો, માળાના ગ્રાહકોનો તેમજ તેનો પ્રચાર કરવામાં જે જે ભાઈઓએ મદદ કરી છે તે સર્વનો અમે આભાર માનીએ છીએ અને તે સર્વ પોતાનો માળા સાથેનો સંબંધ ચાલુ રાખશે અને વધારશે એવી આશા રાખીએ છીએ.

અંતમાં, એક બાબત જણાવવા ઇચ્છું છું. આવતે વર્ષે પણ રાજકીય પરિસ્થિતિને અનુકૂળ જ પુસ્તકો આપવામાં આવશે. પણ તે આ વર્ષની જેમ અનિયમિત રીતે નહિ અપાય. આવતા વર્ષ માટેનાં લગભગ પાંચ-છ પુસ્તકોનું લખાણ અમારી પાસે તૈયાર છે જ એટલે તે વર્ષનાં પુસ્તકો નિયમિત બહાર પડશે એમ જણાવતાં આનંદ થાય છે.

**પ્રકાશક**

# દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળા

[ ગૂજરાતના ગરીબ વર્ગોમાં એક પૈસાથી માંડી બે આનામાં સારું અને પ્રાણદાયી સાહિત્ય સસ્તી કિંમતે પહોંચાડવા માટે શરૂ થયેલી પહેલી જ માળા ]

## બહાર પડેલાં પુસ્તકો

| પુ૦ | | કિંમત | ટ. ખ. |
|---|---|---|---|
| *૧ | વીરની હાકલ | ૦–૬–૦ | ૦–૨–૦ |
| *૨ | ધર્મયુદ્ધનું રહસ્ય | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૩ | તપસ્વીનાં તાતાં તીર | ૦–૧–૬ | ૦–૦–૬ |
| ૪ | સત્યાનાશ (સચિત્ર) | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૫ | પહેલો કલાલ (નાટક) | ૦-૧–૦ | ૦–૦–૬ |
| ૬ | હૂંડિયામણ (ગાંધીજીના અગિયાર મુદ્દામાંનો એક મુદ્દો) | ૦–૦–૬ | |
| ૭ | લશ્કરીખર્ચ અને લશ્કર ( ,, ) | ૦–૦–૬ | |
| ૮ | દારૂથી થતો વિનાશ | ૦–૦–૬ | |
| ૯ | જમનો દૂત (સચિત્ર) | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૧૦ | વીરની હાકલ ( ભા. ૨ ) | ૦–૩–૦ | ૦ ૧ ૦ |

ગરીબ વર્ગોમાં હજી સારું વાચન વાંચવાની જિજ્ઞાસા ઉત્પન્ન નથી થઇ તો તે વર્ગમાં પહોંચાડવા મદદ કરો.

**શ્રીમંતો! લ્હાણી માટે ખરીદી ગરીબ વર્ગમાં જ્ઞાનપ્રચાર કરો.**

* નિશાની કરેલાં પુસ્તકો સરકારે જપ્ત કર્યા છે.

પ્રસ્થાન કાર્યાલય :: અમદાવાદ

